Department of Public Instruction, Bombay.

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગુજરાતી ચોથી ચોપડી.

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટી—એમણે તૈયાર કરી.

# GUJARATI FOURTH BOOK.

**Prepared**

**BY**

**The Vernacular Text Books Revision Committee.**

PUBLISHED BY
MACMILLAN AND Co., LIMITED
BOMBAY, CALCUTTA AND LONDON.



*Price 7 Annas* કીમત ૭ આના.

**1906.**

# ચોથી ચોપડીનું સાંકળીઉં.



# ચોથી ચોપડી—ભાગ ૧.



## પાઠ ૧. शाहेनशाह सातमा एडवर्ड.

હિંદના હાલના શહેનશાહનું નામ એડવર્ડ છે. એ મહારાણી વિકટોરિઆના સૌથી વડા કુંવર છે. સને ૧૯૦૧ માં મહારાણીનો સ્વર્ગવાસ થયા પછી એ ગાદી પર બેઠા, અને વિલાયતના તથા દરીઆ પારના મુલકોના રાજા અને હિંદના શહેનશાહ થયા. એમનો જન્મ ઈ. સ. ૧૮૪૧ માં થયો. સને ૧૮૬૩ માં વિલાયતની પાડોશના એક દેશના રાજાનાં કુંવરી નામે એલેકઝાંડ્રા જોડે એમનું લગ્ન થયું. એમના બે કુંવરો મરણ પામ્યા છે. હાલમાં એમને એક કુંવર અને ત્રણ કુંવરીઓ છે.

રાજાના પિતા પ્રિન્સ આલ્બર્ટ બહુ ભલા અને વિચારવંત હતા. સારી કેળવણીની કેટલી જરૂર છે, તે તે સમજતા હતા. પોતાનો કુંવર રાજા થવાનો છે, તે અજ્ઞાન, અભિમાની અને મમતી થાય એ સારૂં નહિ, એમ તે માનતા હતા. એ કારણથી તેમને ઉત્તમ શિક્ષકોના તાબામાં સોંપી કેટલોક વિદ્યાભ્યાસ કરાવ્યો. ત્યારપછી તેમને પાઠશાળામાં અભ્યાસ કરવા મોકલ્યા. વળી કયાં પુસ્તકો વાંચવાં અને કેવી રીતે અભ્યાસ કરવો, તે પંડે ઘણી કાળજીથી પોતાના કુંવરને બતાવતા. ખાસ કરીને તરૂણ શાહજાદાને મનને કબજામાં રાખતાં, ઊંચ અને નીચ સર્વ જોડે સભ્યતાથી વર્તતાં, અને પોતાની પ્રજાની ઇચ્છા સમજતાં ને દાઝ જાણતાં તેમણે શીખવ્યું. એડવર્ડ રાજાની બુદ્ધિ ઉંચા પ્રકારની હોવાથી તેઓ ભણવામાં ઘણા હોશિઆર નીવડ્યા. તેમને જે વિષયો પર લક્ષ આપવાનું છે, તે તેઓ જલદી સમજી શકે છે, અને તે સંબંધી ઉત્તમ ભાષણો કરી શકે છે. વળી તેમનામાં

વખત વિચારીને વર્તવાની હોશિઆરી અને માણસની પરીક્ષા કરવાની ઉંચી શક્તિ છે. એથી તેઓ સલાહશાંતિથી તથા ઘણી ચતુરાઈ અને ડહાપણથી રાજનો કારભાર અને બીજા દેશો તથા રાજાઓ જોડે વહેવાર ચલાવી શકે છે. તેમણે ગાદીએ બેઠા પછી પોતાના રાજને ઘણો લાભ કર્યો છે. જે પ્રજાઓ વિલાયત જોડે વેરભાવ રાખતી અથવા તેનાથી નારાજ રહેતી, તે પ્રજાઓનાં મન તેમણે ચતુરાઈથી અને સભ્યતાથી મેળવી લીધાં છે; અને બીજા બધા રાજાઓના મનમાં પોતાને માટે સારી લાગણી ને માન ઉત્પન્ન કર્યાં છે.

પોતાની પ્રજાના ઉદ્યમોમાં, તેમાં વિશેષે કરીને ખેતીના કામમાં રાજા હોંસથી લક્ષ આપે છે. તેઓ રાજા છે એટલુંજ નહિ, પણ જમીનદાર છે, અને તેમની ખાનગી જાગીરોમાં ખેતી અને ઢોર ઉછેરવાનું કામ બહુ સારી રીતે ચાલે છે. તેઓ ખેતીના સુધારાને ઉત્તેજન આપે છે, અને જેઓ ઉત્તમ ઢોર ઉછેરે છે અથવા સરસ પાક પકવે છે, તેમને ઇનામો આપે છે. વળી મરદાની રમતોનો, શિકાર કરવાનો, ઘોડે બેસવાનો, અને ગાડીમાં ફરવા જવાનો તેમને શોખ છે. તેઓ હવે જુવાન નથી, તોપણ એવી રીતો તેમણે છોડી દીધી નથી, અથવા મરદને ન છાજે તેવી સુસ્તી અને મોજમજામાં પડ્યા નથી. તેઓ કોઈ યુદ્ધમાં ગયા નથી, તોપણ જુવાનીમાં તેમણે લશ્કરમાં નોકરી કરી લશ્કરી સિપાઈના શા શા ધર્મ છે, તેની માહીતી મેળવી છે. તેઓ નૌકાશાસ્ત્ર જાણે છે, અને તેમાં તેમને આનંદ લાગે છે. તેમણે કેટલીક દરિઆઈ સફરો કરી છે. તેઓ એક વાર હિંદમાં પધાર્યા હતા, અને આખા દેશમાં મુસાફરી કરી જે જે જોવામાં આવ્યું, તે સઘળું જોઇને બહુ રાજી થયા હતા.

એડવર્ડ રાજા ધર્મના રક્ષક છે. તેમના રાજમાં સારા સંપ્રદાયોનો અટકાવ થતો નથી. સર્વને પોતપોતાના પંથ પ્રમાણે ચાલવાની

છૂટ છે. તેઓ મોટા ગુણવાન માણસ છે અને વળી રાજા છે, એમ સમજી હિંદુસ્તાનમાં કે વિલાયતમાં વસતી તમામ પ્રજાએ શહેનશાહ એડવર્ડને માન આપવું અને વફાદાર રહેવું ઘટે છે. તેઓ લાંબા વખત લગી આબાદી ભરેલું રાજ ભોગવે, એવી આપણે પરમેશ્વરની પ્રાર્થના કરવી જોઇએ.

---

આબાદી—ચઢતી.
નૌકાશાસ્ત્ર—વહાણ ચલાવવાની [કળા.
મમતી—પોતાની મરજી પ્રમાણે ચાલનાર.
મરદાની—પુરૂષને શોભે તેવી.
રક્ષક—રક્ષણ—બચાવ કરનાર.
સંપ્રદાય—ધર્મનો માર્ગ; પંથ.
સફર—મુસાફરી.

---

## પાઠ ૨. સ્વામિભક્તિ.

ગુજરાતની ઉત્તરે રજપુતસ્તાનનો મુલક છે, તેમાં મારવાડનું મોટું રાજ છે. ત્યાંના રાજા વિજયસીંગને તેના શત્રુ રામસીંગે હરાવ્યો, ત્યારપછી તે નાગોરના થાણામાં જઈ રહ્યો. આ થાણાને મરાઠાઓએ ઘેરો ઘાલ્યો. એ વેળા તેણે તેમની સાથે બહાદુરીથી લડત ચલાવી છ મહીના સુધી પોતાનો બચાવ કીધો. પણ ઘેરો ઊઠે એવો સંભવ જણાયો નહિ, ત્યારે તે હીંમત ધરીને ઘેરો ઘાલીને પડેલી શત્રુની ફોજમાં થઇને બહાર નીકળી ગયો. અહીંથી તે પહેલાં વિકાનેરના રાજાને શરણે ગયો. ત્યાં તેને આશ્રય મળ્યો નહિ, ત્યારે તે જયપુર ગયો. એ શહેર આગળ આવીને તેણે કિલ્લાની દિવાલ પાસે મુકામ કર્યો. પછી રાજાને કહાવી મોકલ્યું, કે આપની મદદ માગવાને હું જાતે અહીં આવ્યો છું, માટે મને આશ્રય આપશો. તેના ઉત્તરમાં જયપુરના રાજા ઈસિરીસીંગે કહેવડાવ્યું, કે તમે ધર્મશાળામાં જઇને ઉતરો, હું ઘણી ખુશીની સાથે તમને મળવાને સારૂ ત્યાં આવું છું.

ઈસિરીસીંગ કપટી સ્વભાવનો હતો. તેનામાં રજપુતના ગુણો જોઇએ તેટલા ન હતા. તેણે વિજયસીંગના બાપને કપટથી મરાવ્યો હતો. આ વેળા વિજયસીંગ દુઃખનો માર્યોજ તેની મદદ

માંગવા ગયો હતો. તેને **વિજયસીંગ**નો ઘણો ભય લાગતો હતો, તેથી તેણે **વિજયસીંગ**ને મુલાકાત કરતી વખતે કેદ કરી લેવાનો વિચાર કીધો. શરણાગતનું રક્ષણ કરવું એવો સજ્જન અને રજપુતોનો મુખ્ય ધર્મ તેણે બાજીએ મૂકયો. આ વખત **વિજયસીંગ** જરૂર કેદમાં સપડાત, પણ તેની સાથે **જવાનસીંગ** નામનો એક શૂરો ઠાકોર હતો, તેણે સ્વામિભક્તિ બજાવીને તેનો બચાવ કીધો.

**જવાનસીંગ** **અછરોલ**ના ઠાકોરનો જમાઈ થતો હતો. **અછરોલ**નો ઠાકોર **જયપુર**ના રાજાનો ખાસ વિશ્વાસુ માણસ હતો. રાજા પોતાની ગુપ્ત વાતો તેને કહેતો હતો. **વિજયસીંગ**ને કેદ પકડવાનો વિચાર તેણે તે ઠાકોરને કહ્યો. આ હકીકત જાણી ઠાકોરને લાગ્યું, કે આમાં ઝપાઝપી ને મારામારી થયા વગર રહેશે નહિ, અને તેથી કદાચ મારા જમાઈ **જવાનસીંગ**ના જીવને જોખમ લાગશે. આ ઉપરથી તેણે **ઈસરીસીંગ**નો વિચાર **જવાનસીંગ**ને કહી દીધો, અને સોગન આપ્યા કે એ વાત બીજા કોઇને કહેવી નહિ.

હવે **વિજયસીંગ** ધર્મશાળામાં જઈ ઉતર્યો હતો, ત્યાં **જયપુર**નો રાજા તેની મુલાકાતે ગયો. બંને રાજા ત્યાં મળ્યા, હેતથી ભેટયા અને એકજ ગાદી ઉપર બેઠા. તેઓ એક બીજાને કુશળતાના સમાચાર પૂછવા લાગ્યા, એટલામાં **જવાનસીંગ** તેમની પાસે ગયો, અને **જયપુર**ના રાજાની પાછળ તેના ઝભ્ભાની ચાળ દબાવીને બેઠો. દરબારમાં આ **જવાનસીંગ** સરદારની બેઠક પોતાના રાજાના જમણા હાથ પર હતી, તે **ઈસરીસીંગ** જાણતો હતો. હમણા **જવાનસીંગ**ને પાછળ બેઠેલો જોઈ તેણે મોઢું ફેરવી પૂછયું કે ઠાકોર, કેમ આજે પાછળ બેઠા છો ? આના ઉત્તરમાં તેણે જણાવ્યું, કે આજનો પ્રસંગ એવોજ છે. એ શબ્દ કાને પડતાં **વિજયસીંગ** ચેત્યો કે કંઈ કપટ છે, તેથી તેણે એકદમ ઉઠીને ચાલવા માંડ્યું. તેની પાછળ જવાને **ઈસરીસીંગ** ઉભો થવા

ગયો, પણ તેના ઝભ્ભા પર જવાનસીંગ બેઠેલો હોવાથી તે ઉઠી શકયો નહિ. હવે જવાનસીંગે પોતાનું ખંજર કાઢી તેની છાતી ઉપર ધરી રાખ્યું અને બોલ્યો, કે મારા રાજાને અહીંથી ક્ષેમ-કુશળ જવા નહિ દેશો, તો આ ખંજર આપની છાતીમાં ભોંકી પ્રાણ લઇશ. પછી વિજયસીંગ બહાર જતા હતા તેમને વળી તેણે કહ્યું, કે આપ ઘોડે સવાર થાઓ, એટલે મને ખબર આપજો.

પછી જવાનસીંગે પોતાનું ખંજર મ્યાનમાં ઘાલ્યું, અને ઈસિરીસીંગની સામે આવી ઘણી નમ્રતાથી મુજરો કર્યો, વિશ્વાસઘાતી છતાં, આવી સ્વામિભક્તિ જોઇને રાજા ઈસિરીસીંગના મનમાં લાગણી થયા વગર રહી નહિ. તેણે પણ સામા ઉભા થઇને ઘણા માનથી જવાનસીંગનો મુજરો લીધો, અને પોતાના સરદારો પાસે બેઠેલા હતા તેમને કહ્યું, કે જુઓ આ સ્વામિભક્તિનું સરસ ઉદાહરણ. જેની પાસે આવા નીમકહલાલ માણસો હોય, તેના ઉપર જીત મેળવવાની આશા રાખવી ફોકટ છે.

| | |
|---|---|
| ઉદાહરણ—દાખલો. | વિશ્વાસુ—ભરોસાદાર. |
| ગુપ્ત—છાની. | શરણાગત—આસરો માગનાર. |
| મુજરો—સલામ. | સ્વામિભક્તિ—ધણીની સેવા. |
| વિશ્વાસઘાતી—ભરોંસો તોડનાર. | ક્ષેમકુશળ—સુખરૂપ. |

## पाठ ३. राजकुमार भीमसींगनुं उदारपणुं.

રજપુતોમાં સિસોદીઆઓ ઉંચા કુળવાન ગણાય છે. તેઓ પોતાને સૂર્યવંશી કહેવડાવે છે. એ વંશમાં ઘણા પ્રખ્યાત રાજાઓ થઈ ગયા છે. તેઓનું રાજ મેવાડમાં છે.

આજથી લગભગ સવા બસેં વરસ ઉપર મેવાડમાં રાણો રાજસીંગ રાજ કરતો હતો. તેને બે રાણીઓ હતી. તેમણે સંવત ૧૭૩૭ એટલે ઇસ્વી સન ૧૬૮૧ માં એકજ દિવસે બે કલાકને અંતરે એકેક પુત્રને જન્મ આપ્યો. જે પહેલો અવતર્યો તેનું નામ ભીમસીંગ, અને જે પાછળથી આવ્યો તેનું નામ જયસીંગ રાખ્યું. રિવાજ પ્રમાણે

ભીમસીંગ મોટો કુંવર ગણાયો. રાણા રાજસીંગને જયસીંગ ઉપર વધારે ભાવ હતો. જ્યારે ત્યારે મોટા ભાઇને બદલે નાનાનેજ આગલી બેઠક મળતી. આથી ભીમસીંગને કંઈ માઠું લાગતું નહિ. એમ છતાં રાજસીંગને, ધાસ્તી રહેતી હતી, કે મારા પક્ષપાતથી કદાચ ભીમસીંગને ખોટું લાગશે, ને તે પોતાના નાના ભાઈ જોડે કજીઓ કરીને ગાદીને ધક્કો પહોંચાડશે. આ વિચારથી રાણાને બહુ ખેદ થતો. રાજમાં ટંટો થવાનો સંભવ રહે નહિ, એવી કોઈ યુક્તિ તે શોધતો હતો. એક દહાડો તેણે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને ભીમસીંગના હાથમાં આપી. પછી કહ્યું કે તું ટંટો કરી જયસીંગને નુકસાન કરે, તથા મેવાડની ગાદીને પાયમાલ કરે, તે કરતાં તેનો પ્રાણ આ ઘડી-એજ લે તો સારૂં. તારો ભાઈ તારી આગળ ઉભો છે. તું તારા હાથ-માંની તરવારનો ઉપયોગ કરી લે, કે પછીથી રાજને સોસવું પડે નહિ.

પિતાનાં આ વચન સાંભળીને ઉદાર રાજકુમાર ભીમસીંગનું હૃદય પાણીપાણી થઈ ગયું. તેની આંખમાં પ્રેમને લીધે જળઝળીઆં આવી ગયાં. થોડી વાર રહીને તેણે કહ્યું, મહારાજ, જો આપને એમ લાગતું હોય, કે મારે લીધે મેવાડની ગાદીને નુકસાન પહોંચશે અથવા તો મારા નાના ભાઇનું કામ બગડશે, તો હું સોગન ખાઇને કહું છું, કે મારે મેવાડની ગાદી જોઇતી નથી. આપે મારા નાના ભાઇને ગાદીએ બેસાડવાની જે ગોઠવણ કરી છે, તે મુજબ ભલે તેને રાજ સોંપો. હું કોઈ પણ દહાડો એ કામમાં આડે આવનાર નથી. આથી પણ જો મહારાજની ધાસ્તી દૂર થતી ન હોય, તો હું આપના મનને નિરાંત કરવાને પણ લઉં છું, કે મારે આજથી આ ભૂમિમાં પાણીએ પીવું નહિ. જો પીઉં તો હું આપનો પુત્રજ નહિ.

આટલું બોલી રાજકુમાર ભીમસીંગ તેજ ક્ષણે પોતાના માણ-સોને સાથે લઇને શહેર બહાર નીકળી ગયો. થોડેક ગયા પછી તે પોતાની જન્મભૂમિ ઉપર છેલ્લી નજર કરવાને એક વડ તળે જઈ બેઠો. તેને તરસ બહુ લાગી હતી, તેથી એક ખીજમતદારે પાસેના એક

ઝરામાંથી રૂપાના પ્યાલામાં પીવાનું પાણી ભરી આણ્યું. **ભીમસીંગે** પ્યાલું હાથમાં લીધું અને હોઠ સુધી આણ્યું. પછી જેવો માંહેથી ઘુંટડો ભરવા જાય છે, કે તરતજ તેને પેલા સોગન સાંભરી આવ્યા. પાણીનું ભરેલું પ્યાલું તરસ્યા **ભીમ**સીંગે નાખી દીધું, અને ત્યાંથી ઊઠીને ચાલતો થયો.

આ શૂરવીર ને ઉદાર રાજકુમાર ત્યારપછી દિલ્હીના પાદશાહની પાસે ગયો, તેણે તેનો બહુ આદરસત્કાર કર્યો, ને મણ

વારના ઉપરી તરીકે તેની નીમણુક કરી. કેટલાક વખત ને સિંધુ નદીની પેલી મેર કામગીરી ઉપર જવું પડ્યું. ત્યાં દેવસ વીત્યા કેડે તે મરણ પામ્યો. તેનો દેહ આજે નથી, પણ ીર્તિ હજી ઝળહળે છે. ધન્ય છે એના ઉદારપણાને અને ધન્ય ાના ટેકને !

---

કામગીરી—નોકરી.
ખીજમતદાર—ચાકર.
જન્મભૂમિ—જે જગામાં જન્મ થયો હોય તે.
ટેક—બોલેલું પાળવું તે.
ધક્કો—નુકસાન.
પક્ષપાત—તરફદારી.
પાણીપાણી—નરમ.
પાયમાલ—છેક નાશ થએલો હોય તેવું.
શૂરવીર—બહાદુર.
સૂર્યવંશી—સૂર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થએલો.
સોગન—કસમ.

---

## पाठ ४. रामचंद्रजीना वनमां जवा विषे.

દશરથ રાજાએ રામચંદ્રજીને વનવાસ જવાનો હુકમ કર્યો, તે વાત તમે વાંચી ગયા છો. રામચંદ્રને વનમાં જવાની તૈયારી કરતા જોઈ સીતા તેમની પાસે આવ્યાં, અને બોલ્યાં કે મહારાજ, હું પણ તમારી સંઘાતે આવીશ.

**રામ**—મારી વહાલી, તમને સાથે લઈ જવાને મારૂં મન માનતું નથી. વનમાં ઘણાં ઘણાં દુઃખ પડે છે. કાંટાકાંકરા પર ચાલવું, કંદમૂળ ખાવાં, બે દહાડા ઉપવાસ પણ કરવો પડે, ટાઢ તડકો વેઠવો, વિકરાળ પશુ ને રાક્ષસોનો ભય, એવાં એવાં દુઃખો તમારાથી વેઠાય નહિ. માટે તમારે તો સમજીને અહીંજ રહેવું, ને ભીતાઓની સેવા કરવી.

**સીતા**—મહારાજ, જ્યાં તમે ત્યાં હું, ને તમારી સેવામાં રહેવું, એજ મારો નિશ્ચય છે. હું દુઃખથી ડરતી નથી. પછી જેવી આપની ઇચ્છા.

**રામ**—જો એમ છે, તો ભલે તૈયાર થાઓ.

પછી તે બેઉ કૌશલ્યા પાસે રજા લેવા ગયાં. પહેલાં તેમને પગે પડ્યા ને બોલ્યા, માજી, વાહણે વાયે મારે જવાનું નક્કી થયું છે, માટે રજા લેવા આવ્યો છું. બાપાજીએ વનનું રાજ આપ્યું છે.

**કૌશલ્યા**—ભાઈ, આ તું શું બોલે છે? વાહણે વાયે ગાદી પર બેસવાનું હતું. શું તે વાત ઊડી ગઈ અને વનમાં જવાનું ઠર્યું? મારા ઉપર આ એકાએક કેમ કરવાનું કારણ શું?

**રામ**—માજી, હું ચૌદ વરસ વનનું રાજ ભોગવી પિતાએ કૈકેયી માતાને આપેલું વચન પૂર્ણ કરીશ, ને પાછો આવી તમારે ખોળે માથું મૂકીશ. હવે મને આશીશ દઈ રજા આપો.

**કૌશલ્યા**—બેટા, તારા પિતાનું વચન થયું, તો હવે મારે કંઈ બોલવાનું રહ્યું નથી; પણ તારો વિજોગ મારાથી કેમે કરી સહન થનાર નથી.

**રામ**—માજી, ચૌદ વરસ જોતાં જોતાંમાં વીતી જશે, અને તમારા આશીર્વાદથી હું સાજોતાજો પાછો આવીશ.

**કૌશલ્યા**—પુત્ર, આ જીભે કેમ કહેવાય કે તું જા? પણ ભગવાનની તારા ઉપર સદા કૃપા હોજો, અને તે તારી રક્ષા કરો.

**સીતા**—સાસુજી, પગે પડું છું.

**કૌશલ્યા**—દીકરી **સીતા**, આ **રામ** તો જાય છે, પણ તારે કોઈ વાતથી મુઝાવું નહિ. તું હવે મારી પાસે રહેજે.

**સીતા**—મસ્તાજી, મને પણ એમની સાથે જવાની રજા આપશો.

**કૌશલ્યા**—એ શું બોલી? આ કોમળ શરીરે તારાથી વનમાં કેમ જવાય? વનનાં દુઃખ વસમાં છે. ના રે દીકરી, તું પણ જાય તો પછી મારા દુઃખનો આરો જ ક્યાં?

**રામ**—માજી, એને બહુ બહુ સમજાવ્યું છે, પણ હઠ મૂકતી નથી.

**સીતા**—માતા, વધારે શું કહું? મને મારા ધણીના દુઃખમાં ભાગ લેવા દે.



**સી**તાજીનો આગ્રહ જોઈ **કૌ**શલ્યાએ તેને પણ આશીર્વાદ દઈ રજા આપી. એ વખતે ત્યાં **લ**ક્ષ્મણજી આવી પહોંચ્યા. તેમને **રા**મચંદ્રજીએ કહ્યું કે ભાઈ, માતા, પિતા અને ગુરૂની સેવા કરજે. પિતાજીની અવસ્થા મોઠી છે. તારે તેમની ખાસ સંભાળ લેવી.

**લક્ષ્મણ**—હું તો વિનંતી કરવા આવ્યો છું, કે મને આપની

સાથેજ લઈ જાઓ. મને મૂકી જશો તો મારૂં કંઈ ચલણ નથી, પણ હું ઝૂરી ઝૂરીને મરીશ. પછી આપની મરજી.

**રામ**—જો **સુમિત્રા** મા રજા આપે તો આવજે.

એટલામાં **સુમિત્રા** ત્યાં આવી પહોંચ્યાં. તેમને ત્રણે જણે નમન કર્યું ને આજ્ઞા માગી. તેમણે **લક્ષ્મણ** ને **સીતા**ની **શ્રીરામ**ને સોંપણ કરી. પછી બધાંને આશીર્વાદ આપ્યા.

બીજે દહાડે સવારમાં ત્રણે જણાં **દશરથ** રાજાની આજ્ઞા લેવા ગયાં. **રામે** નમન કરી આજ્ઞા માગી, પણ **દશરથ** રાજાનું હૈયું ભરાઈ આવ્યું હતું, તેથી તેઓ કંઈ બોલી શક્યા નહિ. આ વેળા **કૈકેયી** ત્યાં હાજર હતી. તે બોલી પુત્ર **રામ**, તું મહારાજને બહુ વહાલો છે, ને એ તને મોઢેથી આજ્ઞા આપવાના નથી. ઊઠ, આ વનવેશ ધારણ કર. **સીતા**, **લક્ષ્મણ**, તમે પણ આ વસ્ત્રો પહેરો. એ સાંભળી **દશરથ** રાજા મૂર્છા ખાઈ ભોંય પર પડ્યા. ત્યાં બેઠેલા **વસિષ્ઠ** ઋષિએ **કૈકેયી**નો તિરસ્કાર કર્યો ને કહ્યું, કે આ તો ઘણો અધર્મ કહેવાય. તેં **રામ**નો વનવાસ માગ્યો હતો, એમ છતાં **સીતા** ને **લક્ષ્મણ**ને પણ વનવેશ ધારણ કરવાનું કહે છે? ખરે, તારી બુદ્ધિ ઘણી બગડી ગએલી જણાય છે.

પછી ત્રણે જણે વનવાસનાં લુગડાં પહેર્યાં, અને **કૈકેયી** તથા **વસિષ્ઠ** ગુરૂને પગે પડી તેમની આજ્ઞા લીધી. ઋષિએ તેમને આશીર્વાદ આપી વનમાં વિદાય કીધાં. **દશરથ** રાજા બેશુદ્ધ થઈ ભોંય પર પડેલા રહ્યા. તેમણે **રામજી**ના ગયા પછી થોડે દહાડે પ્રાણ ત્યાગ કીધા.

---

**અધર્મ**—અનીતિ.
**આરો**—અંત.
**બેશુદ્ધ**—બેભાન.
**વનવેશ**—વનમાં પહેરવાનો પોશાક.
**વસમાં**—ઘણાં કઠણ.
**વિજોગ**—જુદું પડવું તે.

---

## पाठ ९. खोराकनी जरुर.

એક દહાડો **રા**મલાલ દાક્તર પોતાનાં છોકરાંઓને લઈ ફરવા નીકળ્યા. રસ્તામાં કેટલાક દુકાળીઆ મળ્યા. તેમને જોઈ **મ**ણીબેન નામે દાક્તરની નાની છોડી બોલી, બાપા, આ બિચારા કેવા દુબળા થઈ ગયા છે? એમનાં શરીર પર હાડકાં ને ચામડી સિવાય બીજું કશું જણાતું નથી. એનું શું કારણ હશે?

આ સાંભળી **મ**ણીનો મોટો ભાઈ બોલી ઊઠ્યો. તેઓને હાલ દુકાળમાં પેટપુર ખાવાનું મળતું નથી, માટે આટલા બધા સુકાઈ ગયા છે, ને બરાબર ચાલી શકતા નથી. આપણને પણ ખોરાક ન મળે તો ધીમે ધીમે સુકાઈ જઇએ, કંઈ કામ કરી શકીએ નહિ ને હાલતા ચાલતા બંધ થઈ મરી જઇએ.

**રા**મલાલ બોલ્યા, **છ**ગન કહે છે તે ખરૂં છે. આપણું શરીર એંજીન જેવું છે. એંજીનમાં દેવતા સળગાવી તેને સળગતો રાખવા માટે વારંવાર કોયલા નાખવા પડે છે; તેવીજ રીતે આપણા શરીરમાં કુદરતી ગરમી છે, તેને કાયમ રાખવા સારૂ ખોરાક રૂપી બળતણ નાખવું પડે છે. આ દુકાળીઆને ઘણા દિવસથી ખાવાનું ન મળવાથી તેમના શરીરની ગરમી ઘણી ઓછી થઈ ગઈ છે. આ મારા ગજવામાં ગરમી માપવાનું યંત્ર છે, તે વડે જો તેમના શરીરની ગરમી માપીએ, તો તે આપણા શરીરની ગરમી કરતાં ઓછી માલમ પડશે. વળી જેમ એંજીન કે ગાડીની ધરી ચાલતાં ચાલતાં ઘસાય છે, તેમ આપણું શરીર પણ નિરંતર ઘસાઈ જાય છે. એંજીન ચાલે છે ત્યારે તેના જુદા જુદા ભાગો કામ કર્યા જાય છે, તેમ શરીરમાં પણ રાતદહાડો થયાં કરે છે. આપણે જાગતા હોઈએ કે ઊંઘતા હોઇએ, ચાલતા હોઈએ કે બેઠા હોઇએ, તોપણ રાત દહાડો શરીરનો સંચો ચાલ્યા કરે છે. નાડી ચાલે છે, છાતી ઉછળે છે, અને હાથ, પગ વગેરે સર્વે પોતપોતાનું કામ કર્યા જાય છે. હંમેશાં કામ કરવાથી તે બધાં ઓછાંવત્તાં ઘસાય છે. ખોરાક ખાવાથી ઘસાઈ ગએલાં અંગોનો કેટલોક સમાર થાય છે.

મણીબેન, તું જ્યારે એક મહીનાની હતી, ત્યારે તને મેં તોળી હતી. તે વેળા તારૂં વજન આસરે ૧૦ શેર હતું. આજે તને તોળીએ તો તું લગભગ બે મણ જેટલી ભારે થાય, અને મારી ઉંમરે તારા શરીરનું તોલ આસરે ૩⅓ મણ થશે. આપણે નાનેથી મોટા થઇએ છીએ, તેમ તેમ આપણું શરીર મોટું થતું જાય છે, તેનું કારણ પણ આપણે જે ખોરાક ખાઇએ છીએ તેજ છે.

મોહન, હવે તું કહી જા, કે આપણે ખોરાક શા વાસ્તે ખાઇએ છીએ.

**મોહન**—શરીરને વધારવા તથા ગરમી આપવા, કામ કરવાની શક્તિ મેળવવા, અને ઘસારાની અસર ઓછી કરવા સારૂ ખોરાક જરૂરનો છે.

**રામલાલ**—આપણે જુદી જુદી ચીજો ખાઇએ છીએ, તે સર્વેમાં એક સરખો ગુણ નથી. કોઇમાં ઘણે ભાગે ગરમી પેદા કરે એવો ગુણ હોય છે, તો કોઈ લોહી, હાડકાં કે માંસ વધારી શરીરને મોટું કરે છે. બટાટા, ચોખા, ઘઉંનો લોટ, મિઠાશવાળી સર્વે ચીજો, દૂધ અને દૂધની બનેલી અનેક જણસો, એ સઘળાંમાંથી તર કે સાકર નીકળે છે. તે ખાવાથી શરીરમાં ગરમી પેદા થાય છે, અને કામ કરવાની શક્તિ આવે છે. કેટલીક ચીજો જેવી કે માખણ, તેલ, ગોસ વગેરે ખાવાથી શરીરમાં ચરબી વધે છે. તે શરીરની ગરમીમાં ઘણો વધારો કરે છે. ઠંડા મુલકના લોકોને ગરમી વધારે જોઇએ છે, માટે તેઓ એવા ચરબી વધારનારા પદાર્થો ઘણા ખાય છે.

**મણી**—બાપા, આપણે દાળ ને શાકભાજી ખાઇએ છીએ, તેથી શો લાભ થાય છે ?

**રામલાલ**—આપણે દાળ ને કઠોળ ખાઈએ છીએ તે, કેટલાક ઇંડાં ને ગોસ ખાય છે તે, તેમજ દૂધ વગેરે પદાર્થો માંસ વધારી શરીરને મોટું કરે છે. મીઠું, સીંધવ વગેરે ખાર શરીરના સર્વ અંગોને દુરસ્ત કરવામાં તથા વધારવામાં કામ આવે છે. એ

વડે પાચનરસ પેદા થાય છે, અને હાડકાં બને છે. લીંબુ, ફળ ને શાકભાજી, એ સઘળાંમાં થોડો ઘણો ક્ષાર હોય છે, તે લોહી સાફ કરે છે, ને હાડકાંને મજબુત બનાવે છે. આપણા બધા ખોરાકમાં દૂધ શ્રેષ્ઠ છે, કેમકે તે ગરમી ઝટ ઉત્પન્ન કરે છે, અને તે વડે શરીરને બધી વાતે પુષ્ટિ મળે છે. પણ દૂધ કરતાંએ જુદી જુદી વાનીનું ભોજન લેવું તે વધારે ફાયદાકારક છે. જુદી જુદી ચીજો એકી વખતે ખાવાથી તે દરેકમાં જે જે સારો ગુણ હોય છે તે બધો મળે છે, અને શરીરને વધારે ફાયદો થાય છે.

---

| | |
|---|---|
| એંજીન—વરાળથી ચાલતો સંચો. | પુષ્ટિ—મજબુતી. |
| ધરી—જે દાંડી ઉપર પૈડું ફરે છે તે; આંક કે આંસ. | શ્રેષ્ઠ—ઉત્તમ. |
| | ક્ષાર—ખારો પદાર્થ. |

---

## पाठ ६. एक बीजाने माटे रळवा विषे.

અરે ભગવાન! આ તારો ન્યાય કેવો? મારે બીજા લોકોને માટે રાતદહાડો સખત મજુરી કરવી પડે છે, પણ મારે માટે કોઇએ કશું કરતું નથી. એ પ્રમાણે એક ઘરડી મજુરણ સાંજે ઘેર આવી થાકી પાકી બારણામાં બેસી નિસાસા નાખતી હતી. એ વેળા તેનો પાડોશી ત્યાં આગળ થઇને જતો હતો. તે તેને નિસાસા નાખતી જોઈ પાસે જઈ બેઠો, અને કહેવા લાગ્યો. બેન, તું આવો ખોટો બકવાટ શા સારૂ કરે છે? જરા વિચાર કરી જોશે તો ભગવાનને આમ દોષ દેવાની કશી પણ જરૂર જણાશે નહિ. બોલ, તું રોજ ચોખા ખાય છે તે કોણે કર્યા? પહેલાં ડાંગર કોણે રોપી, ને તે પાકીને તૈયાર થયા પછી કાપણી કરી તેના પુળા કોણે બાંધ્યા? તે પુળા ખળીમાં લાવી તેમાંથી ડાંગર કોણે છુટી પાડી?

વળી વિચાર કર કે તારે મરી, મરચાં ને બીજો મસાલો રોજ ખાવા જોઇએ છે, તે બીજા લોકો પકવે છે. તારે દરરોજ મીઠું ખાવા જોઇએ છે, તે સમુદ્રના ખારા પાણીમાંથી અગરીઆ લોકો

બનાવે છે. દૂરના અગરમાં જઈ તું જાતે મીઠું આપણા ગામમાં લાવતી નથી. શાકભાજી સમારવાને પેલી પાળી ખુણામાં પડી છે, તે તરફ નજર કર. શું એ એની મેળે બની છે કે? પેલાં હારબંધ વાસણો તેં ગોઠવી રાખ્યાં છે, તે સઘળાં તેં તૈયાર કર્યાં નથી. તેં લુગડું પહેર્યું છે, તે બનાવવાને કેટલાં માણસો કામે લાગ્યાં હશે, તેનો તું વિચાર કર. પહેલાં તો ખેડુતે કપાસ વાવ્યો હશે. તે વાવતાં તેને ઘણા જણની મદદ લેવી પડી હશે. કપાસને પીલતાં, કાંતતાં ને સુતરની ગુંછળીઓ કરતાં અનેક માણસોની મદદ લેવી પડે છે. સુતરને રંગારા રંગે છે અને વણકર વણે છે, ત્યારે છેવટ લુગડું તૈયાર થાય છે. હવે વિચાર કર કે એક લુગડું બનાવવા માટે કેટલાં માણસને મજુરી કરવી પડે છે? તે બધાંએ કામ ન કર્યું હોત, તો તારે પહેરવાને લુગડું થાતજ નહિ. એજ પ્રમાણે બીજાની મહેનત સિવાય તારે ખપની કોઈ પણ ચીજ તૈયાર થતી નથી.

આ દુનીઆમાં દરેક જણને માટે પરમેશ્વરે કંઈ નહિ તો કંઈ કામ નિર્માણ કરેલું છે. દરેક માણસ પોતાના ભાગનું કામ કરીને બીજાની ઓછીવત્તી ગરજ સારે છે. એક નહિ તો બીજે રસ્તે પણ એકની મહેનત બીજાને ઉપયોગી થઈ પડે છે; માટે બેન, તારે પરમેશ્વરને દોષ દેવો ન જોઇએ.

આ સાંભળીને તે બાઇને પોતાની ભૂલ માલમ પડી. તેણે પેલા પાડોશીનો ઘણો ઉપકાર માન્યો. હવે તે પાડોશી પેલી બાઈના મનનું સમાધાન થએલું જોઈ દીલમાં રાજી થઈ પોતાને ઘેર ગયો.

---

અગરીઆ—મીઠું પકવનાર.
ગરજ સારવી—તંગી મટાડવી.
નિર્માણ કરેલું—ઠરાવેલું.
સમાધાન—ગુંચવણ કે ચિંતાનું [મટવું તે.

## पाठ ७. आज अने काल.

### चरणाकुल छंद.

हसते मुख रस्तामां वेर्यी,
फूल नसीबे गुलाब केरां;
नीचा नमी वीणीशुं क्यारे ?
आज आज भाई अत्यारे. १.

पण ते कदी गुस्से थई बोले,
विपत तने पडशे वण तोले;
तो पछो दीलगीर थावुं क्यारे ?
काले काले भाई काले. २.

भूलीने भूडुं पण कीधुं,
आपणने आवी दुःख दीधुं;
तेने माफ करीशुं क्यारे ?
आज आज भाई अत्यारे. ३.

पण अन्याय थतो मटवाने,
मनमांथी गुस्सो घटवाने;
जो वढवुं तो वढवुं क्यारे ?
काले काले भाई काले. ४.

धन धीरीने आबरु राखी,
ते दुःखीआं थानो धन पाखी;
पाछुं जई धन देवुं क्यारे ?
आज आज भाई अत्यारे. ५.

धीरेलां नाणां नव आले,
वांकुं बोली सामुं न भाळे;
फरिआदी करवी कहो क्यारे ?
काले काले भाई काले. ६.

सद्‌गुणना बहु करवां कामो,
कामकाजमां वखत न पामो;
तो पछी तेने करवां क्यारे ?
आज आज भाई अत्यारे. ७.

गुस्सो गाळो चिंता चटपटी,
एनी मेळे आवे अटपटी;
ते क्यारे मनमां जई मा'ले ?
काले काले भाई काले. ८.

---

અટપટી—ગુંચવણ ભરેલી.
પાખી—સિવાય.
ભાળે—જુએ.
મા'લે—આનંદથી રહે.

---

## पाठ ८. अवलोकननी टेव विषे.

એક ફકીર ચાલ્યો ચાલ્યો વગડામાં જતો હતો, તેને એક વાણીઓ સામો મળ્યો. ફકીરે તેને પૂછ્યું, શેઠ, તમારૂં એકાદ ઊંટ ખોવાયું છે ?

વેપારીએ કહ્યું, હા. ફકીરે કહ્યું, તેની જમણી આંખ ફૂટેલી ને તે ડાબે પગે ખોડું છે? તેનો આગલો એક દાંત પડી ગયો છે? તેને તમે એક મેર મધ લાદ્યું છે, ને બીજી મેર ઘઉં લાદ્યા છે, નહિ વારૂ ? વેપારીએ કહ્યું, ખરી વાત. મીઆં સાહેબ, તમે એને એટલું ધારી ધારીને જોયું છે ને પારખ્યું છે, તો હીંડો મને દેખાડો, તે કેણી મેર ગયું છે ને કયાં છે ?

ફકીરે જવાબ દીધો, શેઠ, મેં તમારૂં ઊંટ જોયું નથી. તમે હાલ જે વાત કહી તે સિવાય બીજા કોઇને મોઢે એવી એની વાત પણ સાંભળી નથી.

વાણીઆએ કહ્યું, એ બધું ડહાપણ તો જાણ્યું, પણ એના ઉપર જવાહીર હતું તે કયાં છે ?

ફકીર બોલ્યો, શેઠજી, મેં તમારા ઊંટને પણ નથી જોયું, ને તમારૂં જવાહીર પણ નથી દીઠું. એમાંનું હું કંઈ જાણતો નથી.

એ સાંભળી વેપારીએ પોતાના માણસ પાસે ફકીરને પકડાવી પાસેના દરબારમાં મોકલાવ્યો. દરબારમાં તેનો ઝાડો જોયો, ને બીજી ઘણી તપાસ કરી, પણ તેની કનેથી કશું નીકળ્યું નહિ. તેણે ચોર્યું કે તે જુઠું બોલ્યો તેના સાક્ષી મળ્યા નહિ. ફકીરને જાદુગર જાણી સજા કરતા હતા, તેવામાં તેણે દરબારને આ પ્રમાણે કહ્યું.

તમે મને જાદુગર ગણી સજા કરવા માગો છો, તે જોઇને મને ઘણી નવાઈ લાગે છે. હું જાદુ કરતો નથી અને માનતો પણ નથી. હું વગડામાં ઘણાં વરસ થયાં એકલો રહું છું, પણ વગડામાંએ તપાસી જોવાનું મને ઘણું મળે છે. રસ્તે ચાલતાં ચાલતાં મેં ઊંટનાં પગલાં જોયાં, પણ ત્યાં માણસનાં પગલાં ન હતાં, તે ઉપરથી મેં જાણ્યું કે તે તેના ધણી કનેથી નાઠેલું છે. તેના માર્ગના એકજ ગમનાં ઝાડનાં પાંદડાં કરડેલાં હતાં, તે પરથી મેં જાણ્યું કે તે એક આંખે કાણું હશે. તેનાં પગલાંમાંનું એક એક આછું પડેલું હતું, તે પરથી મેં જાણ્યું કે તે પગે લંગડું હશે. તેણે જે પાંદડાં કરડ્યાં હતાં તેમાં વચમાંનો થોડો ભાગ રહી ગયો હતો, તે પરથી મેં અનુમાન કર્યું, કે તેનો આગલો દાંત પડ્યો હશે. તેના રસ્તાની એક બાજુએ ઘઉં વેરાએલા હતા, તે લઈ જવા કીડીઓ ચઢી હતી, ને બીજી બાજુએ માખી બમણતી હતી, તે પરથી મેં જાણ્યું કે તે ઊંટને એક મેર ઘઉં ને બીજી મેર મધ લાધ્યું હશે, અને કોઈ માણસ જોડે હશે નહિ; કેમકે હોય તો ઘઉં વેરાય નહિ ને મધ ઢોળાય નહિ.

એ સાંભળી રાજાએ તેને શાબાશી આપી ને છોડી દીધો. આ વાત ઉપરથી સમજવાનું એ છે, કે આપણે તપાસ કરી જોવાની ટેવ રાખવી, ને હંમેશાં તપાસ કરવી. તપાસ કરી જોવું એટલે સઘળું ધ્યાનમાં રાખી જોવું ને તેમાંથી કામમાં આવે તેવું અનુમાન કરવું. પરમેશ્વરે સૌને બે આંખો આપી છે, પણ તેને ખરી રીતે

વાપરતાં થોડાનેજ આવડે છે. બે માણસ એકજ વસ્તુ જુએ, પણ બેઉના જોવા જોવામાં ફેર હોય છે, તેથી તેમના મન પર જુદી જુદી અસર થાય છે. જેને બરાબર અવલોકન કરવાની ટેવ હોય છે, તે વધારે હોશિઆર બને છે. ચિત્ત દઇને જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ ઘણી ખપની છે, માટે સૌએ તેવી ટેવ પાડવી.

---

અનુમાન—વિચાર કરીને અટકળ કરવી તે.
અવલોકન—બારીક તપાસ.
જાદુગર—ધંતરમંતર કે અજાએબી ભરેલા ખેલ કરનાર; ઇલિમી.

---

## પાઠ ૯. ભલામણપત્ર વગરનો ઉમેદવાર.

એક વખત મુંબઇમાં એક મોટા શેઠીઆને એક નામું લખનારો મહેતો જોઇતો હતો. ખોળ કરતાં કોઈ લાયક માણસ નહિ મળવાથી તેણે વર્તમાનપત્રમાં જાહેર ખબર આપી. આ ઉપરથી પચીસ ઉમેદવાર નીકળી આવ્યા. તે બધામાંથી પસંદગી કરવા એક દિવસ નક્કી કરીને તેમને બોલાવ્યા. તેમાંથી એક છોકરાને તેણે પસંદ કરી નોકરીમાં રાખી લીધો, ને બીજાઓને રજા આપી. તે ઉપરથી શેઠના એક મિત્રે તેને પૂછ્યું, આ છોકરાને તમે શા ઉપરથી પસંદ કીધો છે, તે મહેરબાની કરી કહેશો ? એમ છોકરા પાસે ભલામણનો એક પણ કાગળ ન હતો, છતાં તેની લાયકી વગેરે તમે શી રીતે જાણી ? પેલા શેઠે જવાબ દીધો, આમાં તમારી ભૂલ છે, એની પાસે ઘણી ભલામણો હતી.

તે છોકરો બારણામાં પેઠો, તે વખતે તેણે પોતાના જોડા વચમાં ગમે ત્યાં ન કાઢતાં બાજુએ કાઢીને મૂકયા, અને પછી પગ લૂછીને ગાદી પાસે જાજમ પર બેઠો. આ ઉપરથી તેને વ્યવસ્થા અને સ્વચ્છતા ગમે છે એવું જણાઈ આવ્યું.

તે બેઠા પછી થોડી વારે એક વૃદ્ધ ડોસો મને મળવા આવ્યો, ત્યારે તરત પોતે ઊઠ્યો અને તેને બેસવાની જગા આપી. આ ઉપરથી એવું દીસી આવ્યું કે તે દયાળુ, વિચારવંત અને વિવેકી છે.

દુકાનમાં આવ્યા પછી પોતાની સ્થિતિને લાયક જગાએ તે બેઠો, અને મેં જે સવાલો પૂછ્યા તેના ઉત્તર તરતજ અને વિનયથી આપ્યા. આ ઉપરથી એમ સમજાયું કે તેનામાં સભ્યતા છે, અને તેની રીતભાત સારી છે.

બારણામાંથી મારી પાસે આવતાં રસ્તા વચ્ચે મેં એક ચોપડો જાણી જોઇને મુકાવી રાખ્યો હતો, તે ચોપડો ઉંચકીને આ છોકરાએ મારી ગાદી આગળ બીજા ચોપડાની પાસે મૂક્યો. બીજા ઉમેદવારોએ તે જોયો ખરો, પણ કેટલાક તેને ઓળંગી અગાડી આવ્યા, અને કેટલાકે પગની ઠેસ મારી બાજુએ ખસેડ્યો. આ ઉપરથી સહેજ માલમ પડ્યું, કે તે ચોકસ અને કાળજીવાળો છે.

પચીસ ઉમેદવારમાં તેનો વારો આવ્યો, ત્યારેજ તે અગાડી આવ્યો, પણ બીજાઓને ધક્કા મારી અગાડી આવવાનો તેણે પ્રયત્ન કર્યો નહિ. આ ઉપરથી તેનો સ્વભાવ શાંત છે એવું અનુમાન થયું.

મેં એની જોડે વાતચીત કરી તે વખતે મને જણાયું, કે તેણે પહેરેલાં કપડાં સ્વચ્છ અને ચોકખાં હતાં, અને તેનામાં ગૃહસ્થાઈનાં લક્ષણ હતાં.

તેના અક્ષર વગેરે જોવા માટે કાગળ ઉપર થોડુંક લખવાનું મેં કહ્યું, ત્યારે તેણે મનમાં કંઈ પણ ગભરાટ વગર, બહુ ઉતાવળે નહિ તેમ છેક ધીમેથી નહિ, એવી રીતે તે લખ્યું. તે લખાણ સીધી લીટીવાળું, સારા મરોડદાર અક્ષરવાળું અને સ્વચ્છ હતું. આ પ્રમાણે લખતી વખતે તેણે શાહીમાં કલમ બોળીને જાજમ ઉપર તેનો એક પણ છાંટો પાડ્યો ન હતો, તેમ લખી રહ્યા પછી શાહીવાળી કલમ જાજમ ઉપર લૂછીને તે બગાડી ન હતી. વળી ખડીઓ તથા કલમ વચ્ચોવચ રહેવા ન દેતાં, તે જ્યાં હતાં ત્યાં પાછાં મૂકી આવ્યો. લખેલો કાગળ લીલો હતો તે ઉપર ભોંય ખોતરીને ધૂળ ન નાખતાં, જરા આઘે રેતદાની હતી તે લેવા ઊઠ્યો, અને તેમાંથી રેતી નાખી રેતદાની પાછી મૂકી. આવી નાની નાની બાબતો ઉપરથી

પણ તે પોતાના કામમાં કેટલો ચોકસ અને સાવધ રહે છે, તે ખુલ્લું જણાઈ આવતું.

આ બધી બાબતોને તમે ભલામણ નહિ કહો કે? ભલામણની ચિઠ્ઠીઓ કે કાગળો વાંચીને ઉમેદવારોનો તોલ કરવા કરતાં તેને નજરે જોઈ આ પ્રમાણે ખાતરી કરવી, તે મારા મનથી વધારે ઉપયોગી ને કીંમતી છે.

આ વાત ઉપરથી સમજાશે કે જેનામાં ખરેખરી હોશિઆરી તથા સદ્‌ગુણ હોય છે, તેની પાસે બીજા માણસોની ભલામણના કાગળો ન હોય તોપણ તેનું કામ થાય છે.

---

ચોકસ—સાવધ; સંભાળ લઇને વર્તનાર.
મરોડદાર—સારા વલણવાળા.
વ્યવસ્થા—સારી ગોઠવણ.
સ્વચ્છતા—ચોક્ખાપણું.

---

## पाठ १० प्रमाणिकपणानो बदलो.

જગમોહન કરીને એક છોકરો હતો. તેનો બાપ તેને બાર વરસનો મૂકીને ગુજરી ગયો. આવું સંકટ માથે આવી પડવા છતાં, તેની માએ પોતાનું ઘરેણુંગાંઠું વેચીસાટીને તેને ઉછેરીને મોટો કર્યો, અને વિદ્યાભ્યાસ કરાવ્યો. જગમોહન મોટો થયો, એટલે તેણે ગુજરાનનું સાધન કોઈ પણ જગાએથી મેળવવું જોઇએ એવો વિચાર કર્યો. તેજ ગામમાં તેના બાપનો ઓળખીતો એક દયાળુ શેઠ હતો, તેની પાસે જઇને તેણે પોતાની સ્થિતિ અને અભ્યાસની હકીકત કહી સંભળાવી. પછી ઘણી નમ્રતાથી તેને કહ્યું કે શેઠકાકા, આ સમયે મને કંઈ પણ ઉદ્યમે લગાડશો, તો હું તથા મારી મા આપનો જીંદગી પર્યંત આભાર ભૂલીશું નહિ. તે છોકરાનું આવું ભાષણ સાંભળીને અને તેનું ડહાપણ જોઇને શેઠ તેને પોતાને ત્યાં ગુમાસ્તામાં રાખ્યો. જગમોહન ઘણી હોશિઆરીથી અને કાળજીથી પોતાનું કામ કરતો, તેથી થોડા વખતમાં તેના ઉપર શેઠનો ઘણો

ભાવ થયો. આ જોઇને જુના ગુમાસ્તાના મનમાં અદેખાઇ થવા લાગી, અને તેની વિરૂદ્ધ શેઠના આગળ ચાડીઓ કરવા માંડી. શેઠના મન પર તેની અસર થતી નહિ, તોપણ એક દહાડો જગમોહનના પ્રમાણિકપણાની કસોટી કરવાની તેની ઇચ્છા થઈ.

એક દિવસ શેઠે જગમોહનને થોડાક રૂપીઆ આપી બજારમાંથી કેટલુંક કાપડ, અનાજ, અને બીજો પરચુરણ સોદો લેવા મોકલ્યો. જગમોહન શહેરમાં જુદી જુદી દુકાને ભાવતાલ પૂછી, બધી રીતની ચોકસી કરીને માલ બરોબર તપાસીને ખરીદ કરી લાવ્યો. આનો બધો હિસાબ તેણે શેઠને સોંપ્યો ને માલ પણ બતાવ્યો. તેણે એક પણ પૈસાની રવાદારગી કરી ન હતી. તે ચોકખો અને સારો માલ લઈ આવ્યો હતો, તેથી શેઠ ઘણા ખૂશ થયા.

એક દિવસ એવું બન્યું, કે શેઠ દુકાનમાં એક કીંમતી મોતીની કંઠી વીસરી ગયા તે જગમોહનના હાથમાં આવી. તે લઇને તે શેઠને આપવા જતો હતો. તે જોઇને જુના ગુમાસ્તાએ જગમોહનને કહ્યું, કે અરે! આ વાત શેઠને શું કરવાને કહે છે? લાવ, તે કંઠીને આપણે બંને સરખે ભાગે વહેંચી લઇએ, અને આપણું જીંદગી પર્યંતનું દળદર ફિટાડીએ. આ પ્રમાણે તેણે જગમોહનને બોધ કરીને તેનું મન ફેરવવાનો ઘણો પ્રયત્ન કીધો; પણ જગમોહનનું મન વિશ્વાસઘાતનું પાપ કરવા તરફ જરાએ વળ્યું નહિ. તે તો કંઠી પોતાના શેઠને તરત જઇને આપી આવ્યો.

આ બનાવ ઉપરથી શેઠના મનમાં તે છોકરાના પ્રમાણિકપણાની ખાતરી થઈ. તે શેઠને કંઈ સંતાન ન હતું, તેથી તેણે ઘણા પ્રેમથી જગમોહનને પોતાના ઘરમાં રાખ્યો, અને પોતાની પાછળ પોતાની સઘળી મીલકતનો વારસ ઠરાવ્યો.

---

| | |
|---|---|
| કસોટી—પરીક્ષા. | રવાદારગી—છુપી દલાલી કાઢવી તે. |
| પર્યંત—સુધી. | સંતાન—છોકરૂં. |

## પાઠ ૧૧. દરવેશ અને લુટારો.

એક દરવેશ અથવા મુસલમાન ફકીર સંસાર ત્યાગ કરીને જંગલમાં એકાંત જગાએ રહેતો હતો. દુકાળ પડતો કે પાણીની તાણ પડતી, ત્યારે મુસાફર લોકોને તે પોતાના નાના કુવામાંથી પાણી કાઢીને પાતો. જો કોઈ જગાએ કંઈ રોગ ફાટી નીકળતો, તો તે પોતાનો એકાંતવાસ છોડીને તે ઠેકાણે જતો. ત્યાં તે માંદા માણસની સારવાર કરતો, અને આખર અવસ્થાએ પહોંચેલા માણસોને તે ધર્મનો બોધ કરીને દિલાસો આપતો.

આ દરવેશના રહેઠાણવાળા જંગલની પાસે એક નામીચો લુટારો રહેતો હતો. એના તાબામાં બદમાસ માણસોની એક ટોળી હતી, ને સંખ્યાબંધ ગુલામો હતા. તેણે ચોરી તથા લુટફાટ કરીને જે ધન મેળવેલું તેનો સંગ્રહ એક જગાએ કરેલો હતો.

દરવેશની પવિત્ર બુદ્ધિ અને તેના પરોપકારની વાત પેલા લુટારાના જાણવામાં આવી. પોતાનાં કૃત્ય નઠારાં છે, એવી લાગણી તે લુટારાના મનમાં થઈ આવી. અત્યાર સુધી પોતાના દુરાચરણને માટે તે નામીચો થયો હતો, તેને બદલે હવે ધર્મિષ્ઠપણાની આબરૂ મેળવવાની તેને ઇચ્છા થઈ. આ કારણથી તે એક વખત દરવેશની પાસે ગયો, અને પોતાની ઇચ્છા તેને જણાવી.

દરવેશને તેણે કહ્યું, મારો હુકમ ઉઠાવે એવા મારા તાબામાં ૪૦૦ માણસો છે, સેંકડો ગુલામો છે, અને મારી પાસે પુષ્કળ ધન છે. આ બધું હોવા છતાં હું ખરો સુખી નથી એવું મને લાગે છે, માટે, હું સુખી થાઉં અને મારૂં નામ અમર થાય, એવો મને રસ્તો બતાવો.

આ સાંભળીને દરવેશ પાસે આવેલી એક ઉભી ને ઉંચી ટેકરી આગળ તેને તેડી ગયો. અહીં તેણે તેને ત્રણ મોટા પત્થર બતાવ્યા, અને તે લઇને તેની પાછળ પાછળ ટેકરી પર ચઢવાનું કહ્યું.

લુટારાએ ત્રણે પથરા લીધા ખરા, પણ તે ઉપાડીને એક ડગલું પણ તે ચાલી શકયો નહિ. પત્થર ઉંચકીને ટેકરી પર ચઢવું અશક્યજ હતું; તેથી તેણે દરવેશને કહ્યું, કે આ ભાર સાથે હું આપની પાછળ આવી શકું એમ નથી.

દરવેશે ઉત્તર આપ્યો, કે એક પત્થર ફેંકી દઇને ચઢો. તે ઉપરથી લુટારાએ એક પત્થર ફેંકી દીધો. પરંતુ બાકી રહેલો ભાર પણ ઉંચકીને તેનાથી ચાલી શકાયું નહિ. ત્યારે તેણે કહ્યું, કે આ બધો ભાર લઈ ચાલવું ઘણું મુશકેલ છે. દરવેશે ફરીથી કહ્યું, ત્યારે બીજો એક પથરો નાખી દો. લુટારાએ બીજો પથરો પણ નાખી દીધો, અને મહા મહેનતે થોડુંક ચઢ્યો. એટલામાં તો તે થાકી ગયો, અને તરતજ બોલી ઊઠ્યો, કે હવે મારાથી એક ડગલું પણ આગળ ભરાય તેમ નથી. તે ઉપરથી દરવેશે તેને બાકી રહેલો એક પત્થર પણ નાખી દેવાનું કહ્યું.

આ પ્રમાણે પથરાનો ભારં ઓછો થઈ ગયો, એટલે તે સહેલાઇથી ટેકરી ઉપર ચઢી શકયો, અને ઝટ વારમાં દરવેશની સાથે ટોચ પર જઈ ઉભો રહ્યો. અહીં તેને દરવેશે કહ્યું, બેટા, વધારે સારી દુનીઆમાં જવાને સારૂ મુસાફરી કરવામાં તારી પાસે ત્રણ પ્રકારના બોજા છે, તે તને નડે છે. તે બોજા દૂર ન થાય, ત્યાં સુધી તારૂં કલ્યાણ થવાનું નથી. તારા તાબાના લુટારૂઓને લૂટ અને ચોરીના કામમાંથી છુટા કરી દે, તારા ગુલામોને છોડી મૂક, અને તારી પાસે દોલત છે, તે જે જે ધણીની હોય તેમને સોંપી દે.

દરવેશનું ફરમાન માથે ચઢાવી લુટારાએ પોતાની વર્તણુક બદલી નાખી. એથી તે ઘણો સુખી થયો, અને અંતે તેનું કલ્યાણ થયું.

---

| | |
|---|---|
| અશકય—નહિ બની શકે એવું. | બદમાસ—હરામખોર. |
| સધર્મિષ્ઠપણું—ધર્મ પ્રમાણે ચાલવું તે. | સારવાર—ચાકરી. |
| ફરમાન—હુકમ. | સંસાર—દુનીઆનો વહેવાર. |

## પાઠ ૧૨. ખોટા વહેમ.—ભાગ ૧.

ઘણા વહેમી ને અજ્ઞાની લોકમાં કંઈ કંઈ જાતના વહેમ ચાલે છે. નાનુંમોટું કોઈ માંદું પડે, અથવા કંઈ જણસ બગડે, તો વહેમી લોક તરત એમ ધારે છે, કે આ તો ભૂત કે ઝોડઝપટથી અથવા નજર લાગવાથી થયું.

એક વખતે વૈશાખ મહીનામાં લગનસરા ચાલતી હતી. તે અરસામાં રમણ નામનો છોકરો રોજ નાતમાં જમવા જતો હતો. એક દહાડો તે નાતમાં જમવા બેઠો, ને બે કોળીઆ મોંમાં ઘાલ્યા કે તેનો જીવ ભમી આવ્યો. તેની મા તેને ઘેર લઈ ગઈ, ને તરત રાઈ-મીઠું ચપટી ચપટી લઈ એકઠાં કરી રમણને માથે સાત વાર ઉતારી દેવતામાં નાખ્યાં, કે તેનો વાસ ઘણો કડક આવ્યો. આથી તેની માએ માની લીધું કે એને કરડી નજર બેઠી છે. તેણે રમણને માથે રાઈમીઠું પાછાં ઉતાર્યાં, ને એક કાંસાના વાડકામાં ધગધગતા અંગારા ભરી તેમાં તે નાખ્યાં ને બળવા દીધાં. પછી તે વાડકાને કાંસાની થાળીમાં ઉંધો પાડ્યો, અને તે ઉપર છાણપાણી એકઠું કરીને રેડ્યું, એટલે વાડકો થાળી જોડે ચોંટી ગયો. એ જોઈ ત્યાં ભેગાં થએલાં સઘળાં બૈરાં બોલી ઉઠ્યાં, કે હાય હાય બાપ, કેવી કરડી નજર બેઠી છે! છોકરો માંદો પડે એમાં શી નવાઈ! આ પ્રમાણે રમણની માએ તેની નજર બાંધી, પણ તેને કંઈ સારૂં થયું નહિ. ઓસડવેસડ કર્યાં, ત્યારેજ તેનો મંદવાડ તો મટ્યો.

વળી કેટલાંક વહેમી બૈરાં કુલ્લીનો પ્રયોગ કરી નજર બાંધે છે. કુલ્લીને દેવતામાં લાલચોળ તપાવી પાણીના વાસણમાં ઉંધી વાળે છે, એટલે તેમાં છમ છમ થાય છે. ત્યારે કહે છે કે આ કેવી ચીસ પાડે છે? હાય હાય રે મા, કેવી નજર લાગી છે!

હવે આ બધી વાતમાં ખરૂં શું છે તેનો વિચાર કરીએ. રાઈ-મીઠું માથે ઉતાર્યા વિના દેવતામાં નાખીએ તોએ સોડે છે. વાડકો થાળી સાથે ચોંટી જાય છે, તેનું કારણ આ છે. વાડકા

માંહેની હવા તાપથી પાતળી થઈ નીકળી જાય છે, ને રાઈમીઠાના ધુમાડાથી વાડકો ભરાઈ જાય છે. વાડકાને ઉંધો પાડી તે પર પાણી રેડીને ટાઢો પાડે છે, ત્યારે તે વાડકામાં હવા હોતી નથી, માટે બહારની હવાના ભારથી તે દબાઈ રહે છે ને ઉખડતો નથી.

કુલ્લી છમ છમ થાય તેમાં પણ કંઈ નવાઈ નથી. ધાતુ કે એવી કોઈ પણ જાણસને લાલ તપાવીને પાણીમાં બોળે તો છમ છમ થાય. સોની સોનાની કે રૂપાની લગડી તપાવીને પાણીની કુંડીમાં બોળે છે, ત્યારે એમજ છમ છમ થાય છે. આ બધું જોતાં નજરની વાત ક્યાં રહી? સોની કોની નજર બાંધે છે? જરા વિચાર કરે, તો ખરી વાત માલમ પડે, ને વહેમ ઝટ નીકળી જાય.

વળી કોઈ વાર દૂધપાક ફાટી જાય, પાપડ ઉતરી જાય કે અથાણાં બગડી જાય, ત્યારે વહેમી લોક કહે છે, કે કોઇની નજર બેઠી અથવા પડછાયો કે ઓળો પડ્યો. દૂધ નબળું હોય, કે તે ઉકાળવામાં કસર રહે, અથવા ચોખા કે ખાંડ નઠારાં હોય તો દૂધપાક ફાટી જાય છે. અનાજનો પરસેવો લાગ્યાથી, તેલ કે મીઠું પૂરતું નહિ હોવાથી, અથવા બરણીને બરાબર જુગતીથી બંધ ન રાખ્યાથી અથાણું બગડી જાય છે. પાપડને ઘણા દહાડા રાખી મૂકે અથવા તેને ભિનાશવાળી જગા નજીક રાખે, તો તે આપોઆપ ઉતરી જાય છે. આ બધાં કારણો સમજ્યા પછી નજરનો અથવા પડછાયા કે ઓળાનો વહેમ ખોટોજ છે, એમ હરકોઈના સમજવામાં ઝટ આવશે.

---

પ્રયોગ—અમુક સાધન વડે કંઈ કરી બતાવવું તે; અખતરો.

---

## पाठ १३ खोटा वहेम.—भाग २.

કોઈ વાર ઝાડ એકાએક થડમૂળમાંથી ઉખડીને ભાંગી પડેલું નજરે પડે છે, અથવા તે પરનાં તમામ પાંદડાં એકાએક ખરી પડેલાં દીઠામાં આવે છે, ત્યારે લોક કહે છે કે એને કોઇએ મૂઠ મારી. પણ

એ ખોટો વહેમ છે. ઝાડનાં મૂળમાં કંઈ જીવ લાગ્યાથી સળો થાય છે, તેથી તે ભાંગી પડે છે. વળી કોઇને ઝાડના ધણી સાથે અદાવત હોવાથી તે તેના મૂળમાં હીંગ ઘાલે છે, તેથી ઝાડ સુકાવા માંડે છે, અને તેનાં પાંદડાં ખરી પડે છે. કોઈ માંદું પડે છે, ત્યારે તેને કોઇએ મૂઠ મારી છે કે ઝોડઝપટ લાગી છે, એવો વહેમ લાવી ભુવાને બોલાવે છે. ભુવો આવી લીંબુ મંગાવી રોગીના માથા ઉપર ઉતારે છે. પછી પોતાની કનેનો ચપ્પુ કાઢી લીંબુ કાપે છે, એટલે તેમાંથી લોહી જેવો રસ નીકળે છે. તે બતાવીને આસપાસના લોકોને સમજાવે છે, કે દરદીને કોઇએ મૂઠ મારી છે, કે જબરી ઝોડઝપટ લાગી છે. પછી ચકલામાં ઉતાર મુકાવે છે, અને ગમે તેવું લખી એક કાગળનો કકડો માદળીઆમાં ઘાલી તેને ગુગળ કે લોબાનનો ધૂપ કરે છે, અને દરદીને ગળે, હાથે કે પગે બંધાવે છે. એમ કરી તે પૈસા કઢાવે છે, અને અજ્ઞાની માણસોને ઠગી જાય છે. ખરી વાત તો એ છે, કે ભુવો પોતાની પાસે જે ચપ્પુ રાખે છે, તેના પર રતનજોતનાં ફૂલનો રસ ચઢાવી રાખે છે. એ રસ જોડે લીંબુનો રસ મળે છે કે રાતો રંગ થઈ જાય છે. લોકો બરાબર તપાસ કરે, તો ભુવાનું ભોપાળું તરત માલૂમ પડી આવે, અને વહેમના ફાંદામાં ફસાય નહિ. ભૂત ડાકણની ઘણી ઘણી વાતો ચાલે છે, અને અણસમજુ લોકો તે બધી ખરી માને છે. કોઈ જુવાન બાઈ ધૂણવા માંડે છે, ત્યારે કહે છે કે તેને ડાકણ વળગી છે. ખરી વાત એ છે, કે કેટલાંક જુવાન બૈરાંને એક જાતનો રોગ થાય છે, તેને લીધે તે ધૂણે છે, અને બીજા ચાળા કરે છે. મસાણ કાંઠે કોઈ વાર ભડકા દેખાય છે, તેને ભૂતભડકા કહે છે. મસાણમાં હાડકાં પડેલાં હોય છે, તેમાં ફોસફરસ નામનો એક પદાર્થ છે. તે હવામાંના એક વાયુ સાથે મળીને ઉડી જાય છે, ત્યારે ભડકો થાય છે. એ વાત જાણ્યા પછી તે ભડકાને કોણ ભૂતભડકા કહેશે? અમુક ઘરમાં કે ઝાડ ઉપર ભૂતનો વાસ છે, એમ માની કેટલાક અવિચારી લોકો તે ઘરમાં પગ મૂકતા નથી. અંધારૂં થાય છે તેની સાથે એવા વહેમ મનમાં વધારે પેદા થાય છે. પેલા ભૂતના વાસ-

વાંળા ઘર કે ઝાડ આગળ થઈ અંધારામાં જતાં વહેમી માણસ માને છે, કે મારી પાછળ પાછળ ભૂત ચાલે છે. રસ્તાની બાજુ પર અંધારામાં લાકડાનું ઠુંઠું હોય છે, તેને ભૂત કરી બેસાડે છે. એવા વિચારથી તેની છાતી ધડકે છે, અને એટલામાં કંઈ અવાજ થાય છે, ત્યારે તે બૂમ પાડી જીવ લઈ નાસે છે. અખા ભગતે કહ્યું છે, કે

વા વાયાથી નળીઉં ખસ્યું, તે દેખીને કુતરૂં ભસ્યું;
બહુ થયો ત્યાં શોરબકોર, કોઈ કહે મેં દીઠા ચોર;
લાંબી વિગત કરે વિખ્યાત, અખા વહેમની એવી વાત.

લોકમાં કહેવત છે કે મંછા ભૂત ને શંકા ડાકણ, પણ તે છતાં વહેમી લોક સમજતા નથી, કે ભૂત એ આપણા મનની ખોટી બીક છે.

એ સિવાય વશીકરણ, શુકન, અપશુકન વગેરે ઘણા વહેમ છે. એ વિષે જેમ જેમ તમે વધારે વિચાર ને તપાસ કરશો, તેમ તેમ તમને માલમ પડશે, કે એ સર્વ ખોટા વહેમજ છે.

---

અદાવત—દુશ્મનાવટ.
ઉતાર—ભૂત પ્રેત વગેરે કાઢવા સારૂ માથે ઉતારેલું જે ધાન વગેરે ચકલે મૂકવામાં આવે છે તે.
ફાંદો—જાળ.
બોપાળું—પોકળ.
મંછા—ઇચ્છા.
વશીકરણ—વશ કરવાનો મંત્ર કે વિદ્યા.
વિગત—બીના.
શોરબકોર—બુમાટ.

---

## પાઠ ૧૪. પરમેશ્વર—ભાગ ૧.

**મગનલાલ**—મહેતાજી સાહેબ, એક દહાડો આપે કહ્યું હતું, કે પરમેશ્વર સઘળે ઠેકાણે છે અને સઘળું જુએ છે. અમે તેની ખોજ શોધ કરીએ છીએ, પણ તે અમને દેખાતો નથી.

**મહેતાજી**—ઠીક, ચાલો ત્યારે આજે પરમેશ્વર વિષે વાતું, કરીએ. ભાઇઓ, તમે આકાશ ભણી નજર કરો છો, ત્યારે તમારા જોવામાં શું આવે છે?

**નારણ**—દહાડે જોઇએ તો આકાશ ભુરૂં દેખાય છે, અને તેનો તાગ કે છેડો માલમ પડતો નથી. રાતે જોઇએ તો તેમાં અસંખ્ય તારા ચોતરફ નજરે પડે છે.

**મહેતાજી**—ખરી વાત. આકાશ અપાર છે. તેમાં આપણી પૃથ્વી જેવી અને તેથી પણ ઘણી મોટી પૃથ્વીઓ સમાએલી છે. જે નાના તારા આપણે જોઇએ છીએ, તે આપણી પૃથ્વી કરતાં ઘણા મોટા હોય છે. વારૂ, તે દહાડે વાવાઝોડું થયું હતું, તે તમને યાદ છે?

**હરિભાઇ**—હા સાહેબ. એ વાવાઝોડાથી અમે સૌ ગભરાઈ ગયા હતા. જાણે આકાશ હમણા તૂટી પડશે એમ લાગતું હતું. ઝાટકા એવા જોરથી થતા હતા, કે તેથી હું ઘણો ગભરાઈ ગયો. વીજળીઓ આંખમાં પેસી જતી હતી, તેથી હું તો આંખ મીચીને મડી રહ્યો. એની સાથે વરસાદ પણ જોરથી પડવા લાગ્યો. વીજળી પડવાથી એક દેવળ ચિરાઈ ગયું, ને બે માણસ બળી મુઆ.

**મહેતાજી**—એવા ભયંકર બનાવ ઘણી વાર બને છે. કોઈ વાર અતિવૃષ્ટિ થાય છે, કોઈવાર દુકાળ પડે છે, કોઈ ઠેકાણે કરાનો વરસાદ વરસે છે, અને કોઈ ઠેકાણે હિમ પડે છે. કોઈ જગાએ ધરતીકંપ થાય છે, તો કોઈ જગામાં જવાળામુખી ફાટી નીકળે છે; પણ ભયંકર કરતાં આનંદકારી બનાવ વારે વારે બને છે, તે ઉપર આપણે જોઇએ તેટલું લક્ષ આપતા નથી.

**મોરારજી**—એવા બનાવ તે કયા હશે?

**મહેતાજી**—વાવાઝોડું કોઈ વાર થાય છે, પણ મંદમંદ અને સુખકારક વાયુ નિરંતર વાયા કરે છે. અતિવૃષ્ટિ, દુકાળ, કરા કે હિમ કોઈ વાર જોવામાં આવે છે; પણ પ્રાણીઓને અને વનસ્પતિને માફક આવે, એવો વરસાદ હમેશાં પડે છે. હવે પૃથ્વી પર અદ્ભુત લાગે એવું તમે શું જાણો છો?

**મણીભાઈ**—અદ્ભુત લાગે એવું તો કંઇએ જોવામાં આવતું નથી.

**મહેતાજી**—ઝીણો વિચાર કરશો, તો તમને સઘળુંજ અદ્ભુત લાગશે. આપણું શરીર કેવું ચમત્કારી છે? અન્નનું પચવું, લોહીનું

ફેરવું, શરીરનું વધવું, અને તેનો નાશ થવો, એ સૌ ઓછું ચમત્કારી છે? મન કેવા વિચાર કરે છે અને કેટલું યાદ રાખી શકે છે, તે જોઈ આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ. મોટા પર્વતો ને મોટી નદીઓ જોઈ આપણે દીંગ થઈ જઇએ છીએ. વહાણમાં બેસી દરીઆમાં જઇએ અને જોઇએ, તો જમીનનો કાંઠો દેખાતો બંધ થાય છે, અને છેવટ ઉપર આકાશ અને નીચે પાણી સિવાય બીજું કંઈજ નજરે પડતું નથી. આકાશ અને જળ બંને અનંત હોય એમ માલમ પડે છે. ભરતીના ઘોડા ચઢી આવે છે અને ઉતરી જાય છે. આપણી છાયા વધે છે ને ઘટે છે. આપણે ઊંઘીએ છીએ ને સ્વપ્નાવશ થઇએ છીએ. સ્વપ્નામાં આપણે જાણે કોઈ બીજી દુનીઆમાં હોઇએ એવું અથવા સંસારના નિત્યના બનાવથી જુદી તરેહનું જોતાં હોઇએ, એવું કોઈ વાર લાગે છે. કોઈ વાર આપણો આત્મા ખોળીઆમાંથી નીકળી ગયો એવું સ્વપ્નું આવે છે. કોઈ વાર સ્વપ્નામાં આપણને ભારે સુખનો કે ઘણા દુઃખનો અનુભવ થાય છે. વળી કેટલીક વાર સ્વપ્નામાં મરી ગએલાં સગાંસંબંધી વગેરે જોવામાં આવે છે. આ સર્વ બનાવથી આપણે કેવાં નબળાં, નાનાં અને નિરાધાર છીએ, તે આપણને જણાઈ આવે છે. વળી એથી આપણે ભયભીત થઇએ છીએ, ને આશ્ચર્ય પામીએ છીએ. આ બધું શાથી થાય છે, તેનો આપણે કાલે વિચાર કરીશું.

---

અતિવૃષ્ટિ—પુષ્કળ વરસાદ.
અનંત—છેડા વગરનાં.
અનુભવ—મહાવરાથી જે જ્ઞાન થાય છે તે.
કાટકા—ગડગડાટ.
જ્વાળામુખી—બળતો પહાડ.
સ્વપ્નાવશ—સ્વપ્નમાં આવે તેવી સ્થિતિમાં પડેલા.

---

## पाठ १૯. परमेश्वर—भाग २.

**મહેતાજી**—ભાઇઓ, જગતમાં કોઇ એવી સત્તા ચાલે છે, જેના મોં આગળ આપણે કંઇ વિસાતમાં નથી. તે સત્તા ઉપર આપણો અમલ ચાલતો નથી. તેમ તેને આપણે જાણી કે જોઈ શકતા

નથી. આપણું ચાલતું હોત તો આપણે વરસાદને, વાયુને અને પાણીને કબજામાં રાખી શકત. વરસાદ, વાયુ અને પાણી, તેમ જગતના સર્વે પદાર્થો કોઇ સત્તાના તાબામાં હોવા જોઇએ, એમ આપણને વિચાર કરતાં જણાઈ આવે છે. આપણી પૃથ્વી પરના પદાર્થોનો અનુભવ આપણી ઇંદ્રિયો વડે થઇ શકે છે, પણ બીજી અસંખ્ય પૃથ્વીઓની આપણે વાત કરી તેમના વિષે આપણે બહુ થોડું જાણીએ છીએ. આ સર્વે પૃથ્વીઓ અથવા આખું બ્રહ્માંડ જે શક્તિઓથી ચાલે છે, તે સર્વ શક્તિ ઉપર અમલ ચલાવનાર કોઈ એક મોટી સત્તા હોવી જોઇએ, એમ આપણને લાગે છે. આખા બ્રહ્માંડને ચલાવનારી આ મોટી અને અનંત સત્તાને આપણે પરમેશ્વર કહીએ છીએ.

**નારણજી**—ઓહો ! પરમેશ્વર કેવો મોટો ને સમર્થ હોવો જોઇએ ! મહેતાજી સાહેબ, એ પરમેશ્વર કેવો હશે ને ક્યાં રહેતો હશે ?

**મહેતાજી**—પરમેશ્વરને આપણે જોઈ શકતા નથી, પણ તેની સત્તા વડે અને તેનાં કાર્યો વડે તે છે, એવી ખાતરી થાય છે. તે આખા જગતમાં સર્વ ઠેકાણે વ્યાપી રહ્યો છે. પરમેશ્વર સર્વશક્તિમાન અને સર્વવ્યાપી કહેવાય છે. તે સર્વવ્યાપી છે તેથી આપણે ઘરમાં, ભોંયરામાં કે ગમે ત્યાં બેસી જે જે કરીએ, તે બધું તે જોઈ શકે છે. એથી પરમેશ્વર સર્વજ્ઞ પણ કહેવાય છે.

આપણે જોઇએ છીએ કે જગતમાં કોઈ પણ બનાવ ગમે તેમ કે આપોઆપ બનતો નથી. સર્વ બનાવ અમુક નિયમને આધારે બને છે. જગત જે નિયમો વડે ચાલે છે, તે નિયમો ઈશ્વરે ઘડેલા છે. આપણે જાણીએ છીએ, કે ડાહ્યા માણસો જે નિયમો બાંધે છે, તે કોઈ સારા હેતુને માટે હોય છે. એજ રીતે ઈશ્વરના નિયમ ડહાપણ ભર્યા અને ભલું કરવાને માટે હોય છે.

**હરિભાઈ**—સાહેબ, એ નિયમો તે ક્યા હશે ?

**મહેતાજી**—એ નિયમો બે જાતના હોય છે. જગતના બનાવ જે નિયમોથી બને છે, તે એક જાતના નિયમ છે. એમાં પ્રાણી માત્રને ભૂખ તરસ લાગવી, પેદા થવું કે જનમવું, મોટા વધવું ને મરી જવું, જુદી જુદી ઋતુઓનું નિયમસર આવવું જવું, એ અને એવા બીજા નિયમો ગણાય છે.

જગતમાં આપણે કેમ ચાલવું, તે બતાવનારા નિયમો તે બીજી જાતના જાણવા. સાચું બોલવું, ગરીબની દયા ખાવી, ચોરી કરવી નહિ વગેરે બીજી જાતના ઈશ્વરી નિયમો છે. માણસ જાતના સુખ ને કલ્યાણનો આધાર એ નિયમો ઉપર રહેલો છે. એ નિયમો જોતાં પરમેશ્વર સદા ન્યાયી, માયાળુ અને દયાવાન પણ છે. ઈશ્વર પોતે પોતાના બેઉ જાતના નિયમો પાળે છે, અને આપણે પાળીએ એવું ઇચ્છે છે. બંને જાતના ઈશ્વરી નિયમો પાળવાથી આપણે આરોગ્ય ને સુખી રહીએ છીએ. તે ન પાળવાથી આપણને, આપણા કુટુંબને તથા કોઈ વખત તો બીજા લોકોને ઘણું સોસવું પડે છે. આ જગતમાં પૂર્ણ સુખ તો કોઇને મળી ન શકે, તોપણ જેઓ ઈશ્વરી કાયદા પાળે છે, તેઓ પોતે વધારે સુખ ભોગવી બીજાંને પણ વધારે સુખી કરી શકે છે. ભાઇઓ, જેથી પરમેશ્વર નારાજ થાય, તે કરવું એ પાપ છે. તેના નિયમો તોડવાથી તે નારાજ થાય છે, એટલે આપણે માથે પાપ પડે છે. ઈશ્વરની કૃપા હોય, તો આપણને તેના નિયમો તોડવાનું મન કદી થાયજ નહિ. તેની કૃપા મેળવવાને માટે આપણે તેની દરરોજ ખરા ભાવથી પ્રાર્થના કરવી જોઇએ.

---

બ્રહ્માંડ—વિશ્વ એટલે બધી દુનીઆ જેમાં છે તે ગોળ.
હિસાત—ગણતરી.
સત્તા—બળ; શક્તિ.
સમર્થ—બળવાન.
સર્વવ્યાપી—સઘળે ઠેકાણે હોય તે.
સર્વજ્ઞ—સઘળું જાણનાર.
સર્વશક્તિમાન—જે બધું કરી શકે તે.
હેતુ—મતલબ.

# पाठ १६. ध्रुवजीना पिता ने नारदऋषि.

## पूर्वछायो.

निसासा देखी करी, ऋषि विमासे मंन;
पृथ्वी केरो राजीओ, तने शुं दुःख छे राजंन.
नारद कहे नरपति सूणो, तुं पृथ्वीपति राय;
शुं रे दुःख छे एवडुं, जे हैडे श्वास न माय.

## चोपाई.

एवडुं दुःख ते शाने धरो, प्रजा केरां उदर भरो;
माग्या मेह वरसे तम देश, भक्ति रुप तमारो वेश.
लीला राज भोगवो सोय, कशुं दुःख ते तुजने होय;
नारदे वचन कह्यां सधीर, नरपति नयणे वहे अति नीर.
सूणो ऋषि राजा एम वदे, घणुं दुःख छे मारे रुदे;
ते दुःख टाळो तमे दयाळ, वनमां संचर्यो मारो बाळ.
मूढ मति में अति करी, बाळक गयो वन परवरी;
एवो में कीधो अपराध, मंदमति में दुभव्यो साध.
सुख भोग सर्वे परहर्या, निश्वास में तेथी भर्या;
गूढ वन हशे विकराळ, तांहां एकलो केम रहेशे बाळ.
कोमळ मुख छे अति जेह, रवि किरण सहेशे केम तेह;
मुज सुख ध्रुव साथे संचर्युं, निश्वास हुं तेथी भरुं.
ते दुखडुं टाळो तमे दयाळ, एक वार नयणे नीरखुं बाळ;
एवां वचन राजानां सूणी, अजसुत बोल्या भूपत भणी.
धन धन राजा तुज अवतार, तारे कुळ ध्रुवनो अवतार;
धन माता उदरे आवीओ, धन राजा ध्रुव जनमीओ.
धन नगर ने धन अवास, धन मानवी जे ध्रुवनी पास;
धन भूमि त्यां कहीए तेह, चरणे चांपी चाले जेह.

धन पंखी ने धन ते वन, निशदिन नीरखे ध्रुवनुं तंन;
सफळ हवो तारो संसार, कुळ एकोतेर तारणहार.

तुळसीदास.

---

| | |
|---|---|
| અજસુત—બ્રહ્માનો પુત્ર; નારદ. | નિશદિન—રાત દહાડો. |
| આવાસ—રહેઠાણ. | પરવરી—નીકળી. |
| ગૂઢ—વિકટ. | પરહર્યાં—તજ્યાં. |
| તારણહાર—તારનાર. | વિમાસે—વિચારે. |
| નયણે—આંખે. | સધીર—ધીરજ આપનારાં. |

---

## पाठ १७. फरज बजांववा विषे.

બર્કનહેડ નામની એક આગબોટ વિલાયતની પાસે આયર્લંડ દેશમાં હતી. તે લડાઈના કામ માટે ખાસ બાંધેલી હતી. એક વખત લશ્કરી માણસોને લઈને તે દૂર દેશ જવાને ઉપડી. આ આગબોટમાં ૧૩૨ ખલાસી, કેટલાક લશ્કરી સિપાઇઓ તથા તેમનાં બૈરાંછોકરાં મળી એકંદરે ૬૩૮ માણસો હતાં. ભર દરીએ કેટલાક દિવસ સુધી મુસાફરી કર્યા બાદ તેને કિનારે કિનારે હંકારવામાં આવતી હતી. તેને જે ઠેકાણે જવાનું હતું, તે જગ્યા પણ દૂરથી દેખાયા કરતી હતી. તેવામાં એક રાતે તે આગબોટ પાણીની સપાટીથી ઢંકાએલા એક ખડક સાથે અથડાઈ, ને તેમાં મોટું ગાબડું પડ્યું. ગાબડું પડવાની સાથે આગબોટમાં પાણી ભરાવા લાગ્યું, અને તે ધીમે ધીમે નીચે બેસવા લાગી. એથી તે થોડા વખતમાં ડૂબી જશે, એવું આગબોટના કમાનને જણાયું. આવા સંકટના સમયમાં બધાંના જીવ બચાવવાને તેમને છુટી બોટો કે હોડીઓમાં બેસાડી કિનારા તરફ પહોંચાડવાની જરૂર હતી. પરંતુ આગબોટમાં ૬૩૮ માણસો હતાં, તે બધાંને બેસાડાય તેટલી હોડીઓ સાથે ન હતી; તેમ થોડાં માણસોને કિનારે મૂકી આવીને બીજાંઓને વારા ફરતી લઈ જાય, તેટલો અવકાશ પણ રહેલો ન હતો. આવા બારીક સમયમાં આગબોટ

ઉપર ગભરાટ ને ગડબડાટ થાય એ ખુલ્લું છે. પોતાનો જીવ બચાવવાને હોડીઓમાં બેસવા સારૂ પડાપડી થાય, એમાં નવાઈ નહિ. એ વેળા આગબોટના કમાને પોતાના ખલાસીઓને જુદા જુદા કામ પર રોકયા, અને લશ્કરના અમલદારે પડઘમ વગડાવી સિપાઈઓને તુતક ઉપર એક સ્થળે એકઠા કર્યા. પછી સિપાઇઓને હુકમ કરવામાં આવ્યો, કે પહેલાં બૈરાં તથા છોકરાંઓને હોડીઓમાં બેસવા દેવાં. આ હુકમ બધા સિપાઈઓએ દૃઢ મનથી કંઈ પણ બડબડાટ કર્યા વગર ઉઠાવ્યો.



આ પ્રમાણે બૈરાંછોકરાંને બેસાડીને હોડીઓ હંકારી લઈ જવામાં આવી, કે તરતજ તે આગબોટના બે ભાગ થયા. સિપાઈઓએ અને અમલદારોએ તુતક ઉપર ઉભા રહી આ બનાવ જોયો.

તેઓનું આવી બન્યું હતું, છતાં તેઓ પોતાની જગાએથી ડગ્યા નહિ, કે ત્યાંથી તરીને હોડીઓ ઉપર ચઢી તેમાં બેઠેલાં બૈરાંછોકરાંના જાન જોખમમાં નાખવાનું સાહસ પણ તેમણે કર્યું નહિ.

બર્કનહેડ ખડક સાથે અથડાયા પછી અર્ધા કલાકની અંદર તે પાણીમાં તળીએ જઈને બેઠી, અને દુનીઆના ખરેખરા વીર પુરૂષોના એક ટોળા ઉપર દરીઆનાં મોજાં ફરી વળ્યાં.

બૈરાંછોકરાંવાળી હોડીને એક બીજી મોટી હોડી મળવાથી તે બધાંને તેમાં બેસાડવામાં આવ્યાં. પછી તેને જ્યાં આગબોટ ભાંગી હતી ત્યાં લઈ ગયા, અને ત્રીસ ચાળીસ માણસ ડોલ વગેરે લાકડાના ભાગોને વળગી રહ્યા હતા તેમને તેમાં લઈ લીધા. આગબોટ ભાંગ્યા પછી થોડાક માણસ તરતા તરતા કિનારે જઈ પહોંચ્યા હતા, પણ ઘણાને તો જળચર પ્રાણીઓ ગળી ગયાં હતાં. આ પ્રમાણે બધાં માણસોમાંથી માત્ર ૧૦૨ માણસ જીવતાં રહ્યાં હતાં.

આ પ્રસંગે જે ખલાસીઓ અને સિપાઈઓએ પોતાની ફરજ બજાવતાં પ્રાણ ખોયા, તેમણે ઘણી હીંમત, ધીરજ ને બહાદુરી બતાવી પોતાનું નામ અમર કર્યું છે. તે વીર પુરૂષોએ ઉપરીનો હુકમ માની પોતાની ફરજ સારી રીતે બજાવી, તેની યાદગીરીમાં મહારાણી વિકટોરિઆનાં ફરમાનથી વિલાયતમાં એક કીર્તિસ્તંભ બનાવવામાં આવ્યો છે.

---

| | |
|---|---|
| કપ્તાન—વહાણ કે આગબોટનો મુખ્ય અમલદાર. | ઉભો કરેલો ચણતરનો થાંભલો. |
| કીર્તિસ્તંભ—યાદગીરી રહેવાને માટે | વીર—બહાદુર. |
| | સાહસ—અવિચારી કામ. |

---

## પાઠ ૧૮. અહ્મદશાહ અને માણેકનાથ.

ગુજરાતના મુસલમાની રાજનો પહેલો સુલતાન અહમદશાહ નામે હતો. તેણે પોતાના નામ પરથી જે શહેર વસાવ્યું, તેને અહમદાબાદ કે અમુદાવાદ કહે છે. એ શહેરમે સુલતાને રાજધાની

બનાવી તેને ફરતો કોટ બંધાવવા માંડ્યો. તે કામને માટે તેણે કાબેલ કડીઆ, મિસ્તરી, મજુરો વગેરે બહારથી બોલાવ્યા, અને આધેના ડુંગરોમાંથી પત્થરો ખોદી મંગાવ્યા. એ વેળા **અ**મદાવાદમાં હાલ જયાં **મા**ણેકચોક છે, તે ઠેકાણે **મા**ણેકનાથ નામે એક સાધુ રહેતો હતો. **મા**ણેકચોક આગળ લોકોની વસ્તી વધતી જતી જોઈ તે સાધુ **સા**બરમતી નદીના કાંઠા પર રહેવા ગયો હતો. કોટ બંધાતાં મારે અહીંથી ખસવું પડશે એમ **મા**ણેકનાથે જાણ્યું. તે ઉપરથી તેણે સુલતાનને કહાવી મોકલ્યું, કે શહેરને કોટ કરવાનું બંધ રાખવું. સુલતાને તે વાત ગણકારી નહિ અને કામ શરૂ કર્યું. એ વિષે લોકમાં એવી વાત ચાલે છે કે **મા**ણેકનાથે અજાયબ તરેહનો ખેલ કરી તે કામ આગળ ચાલવા દિધું નહિ. કડીઆ અને મજુરો સવારેથી સાંજ સુધીમાં ઝપાટાબંધ કામ કરી દહાડાને અંતે ઘણું ચણતર કરતા. પણ બીજે દહાડે સવારમાં આવી જોતા, તો તે બધું ઉખડી પડેલું જણાતું. **મા**ણેકનાથ સવારમાં ઊઠી ખજુરીની ચીપો લઈ સાદડી ગૂંથતો, અને સાંજ પડ્યા પછી તેને ઉકેલી નાખતો. જેમ જેમ તે સાદડી ઉકેલતો, તેમ તેમ દહાડે કરેલું કોટનું સઘળું ચણતર ધીમે ધીમે ઉખડી પડતું !

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યું. થોડા દહાડા લગી કોઈ એનો ભેદ સમજી શક્યું નહિ. આખરે સુલતાનના જાણવામાં આવ્યું કે **મા**ણેકનાથ કંઈ હીકમત કરે છે, તેથી કોટ રોજ રોજ ચણાય છે અને ભાંગી જાય છે. એ ઉપરથી સુલતાન તે સાધુની બેઠકે ગયો, અને તેને કહેવા લાગ્યો કે ગામમાં વાત ચાલે છે, કે તમારી મરજી કોટ થવા દેવાની નથી, અને તમે કંઈ ઈલમ કરી રોજ રોજ જેટલું કામ થાય છે, તે તોડી પાડો છો. બેશક તમારી મરજી એમજ હશે કે મારે કોટ કરવો નહિ, તો હું તે કામ બંધ રાખીશ. પણ મહારાજ, મને મહેરબાની કરીને એકાદ ઈલમ બતાવો. **મા**ણેકનાથે પહેલાં કંઈ પણ ઈલમ બતાવવાની ના કહી. પણ સુલતાને

ઘણી આજીજી કરી, ત્યારે તેણે કહ્યું કે હું આ ઝારીમાં પેસી નાળચા-વાટે બહાર નીકળી શકું. એ સાંભળીને અહમદશાહ ઘણું અચરજ પામ્યો હોય તેવો દેખાયો. પછી તેણે કહ્યું કે સાધુ મહારાજ, એ વાત મારી અક્કલમાં ઉતરી શકતી નથી. મહેરબાની કરી મને કરી બતાવો. માણેકનાથ ઝારીમાં પેઠા અને બહાર નીકળવા જાય છે, એટલે સુલતાને નાળચાનું મોઢું બંધ કીધું. સાધુએ મોઢું છોડી દેવાનું કહ્યું, ત્યારે અહમદશાહ બોલ્યો, મહારાજ, હવે હાથમાં આવેલા તે તમને કેમ છોડું? તમે ઈલમી છો ને હવે બહાર નીકળાય તો ભલે નીકળો. સુલતાનનું આ બોલવું સાંભળી માણેકનાથે બહાર નીકળવાની આશા છોડી દીધી. પછી તેણે કહ્યું કે હે પાદશાહ, હવે તારૂં ધારેલું કામ સુખે પાર પાડ. કોટ બંધાવ અને શહેરને નિર્ભય કર. પણ મારાં બે સ્થાનક છે, તે તારા નવા શહેરમાં રહેવા દેજે. સુલતાને કબુલાત આપી, તે સાંભળ્યા પછી સાધુએ પ્રાણ છોડ્યો. અહમદશાહે વચન પ્રમાણે તે સ્થાનક જેમ હતાં તેમને તેમ રહેવા દીધાં. આજે પણ અમદાવાદમાં તે બેઉ સ્થાનક બતાવવામાં આવે છે. એક માણેકચોકની વચમાં છે, અને બીજું નદી કિનારે કોટની પાસે છે.

---

ઈલમ—જાદુ.
કાબેલ—હોશિઆર.
નિર્ભય—ભય વિનાનું.
ભેદ—છુપી વાત; મરમ.
મિસ્તરી—મુખ્ય કડીઓ કે સલાટ.
સ્થાનક—જગા.
હીકમત—જુગતી, ચતુરાઈ ભરેલો બેલ.

---

## पाठ १९. ठगाईनुं फळ.

છગન કરીને એક ઘણો પ્રમાણિક છે
નિશાળે ભણી રહ્યા પછી તેને તેના બાપે
શેઠીઆની દુકાને મૂક્યો. અહીં દુ
કંટાળો આવવા લાગ્યો. એનું કામ

જુઠું બોલવું બીલકુલ ગમતું નહિ. આ બધું દુકાનના બીજા ગુમાસ્તાઓ જાણતા હતા, અને તેઓ શેઠને આડું અવળું સમજાવી છગનને આગળ પડવા દેતા નહિ. શેઠની દુકાને ઉંચી જાતનું કાપડ વેચવાનો તેમજ વ્યાજવટાવનો ધંધો ચાલતો હતો. એક દિવસ પાસેના ગામનો પટેલ પોતાના ખાતાનો હિસાબ કરી રૂપીઆ ભરવાને આવ્યો. છગન ચોપડા લેવા જતો હતો, એટલામાં બીજા ગુમાસ્તાએ તમે એમાં ન સમજો, એમ કહી દફતર લઈ લીધું, અને હિસાબ ગણવા માંડ્યો. સત્તર પંચાં પંચાણું અને બે છૂટના મૂકયા એટલે સતાણું. લાવો પટેલ, સોમાં બે રૂપીઆ ઓછા થયા. ભોળા દીલનો અભણ પટેલ રૂપીઆ આપી રામરામ કરી ચાલતો થયો. આ લુચ્ચાઇથી છગનનું મન બહુ ખિન્ન થયું, અને સૌને સદ્બુદ્ધિ આપવા મનમાં ઈશ્વરની પ્રાર્થના કરીને બોલ્યો કે હે દેવ, તું આવા લુચ્ચાઓને તત્કાળ શિક્ષા કેમ નથી કરતો ? ગુમાસ્તો હિસાબ કરી મનમાં ફુલાતો ફુલાતો બારણાને મોઢે ગાદી પર જઈ બેઠો.

પટેલ હિસાબ કરાવવા આવેલો, તેવામાં એક ઘોડો દોડતો દોડતો દુકાન આગળથી જતો હતો, અને તેને પકડવાને તેની પાછળ કેટલાંક માણસ દોડતાં હતાં. પટેલ ગયાને થોડી વાર થઈ, એટલે ઘોડાનો માલીક મુસલમાન સવાર ખોળ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો. પેલા બારણાને મોઢે બેઠેલા ગુમાસ્તાને તેણે જોઈ પૂછ્યું, અબે બનીઆ, તુમને હમારા ઘોડા દેખા હે? ગુમાસ્તાએ જવાબ આપ્યો, હા મીઆં સાહેબ. મીઆંએ કહ્યું, ચલબે ઊઠ, બતા કીધર ગયા. પેલા ગુમાસ્તાએ આનાકાની કરવા માંડી. આથી મીઆંનો મિજાજ

બે ચાબુક લગાવી, એટલામાં શેઠ આવી પહોંચ્યા.

ગયા અને બોલી ઊઠ્યા, વાણીઆ વાણીઆ,

નો સમજી ગયો અને બોલ્યો, ચલો મીઆં

ઘોડા કે જીસકુ [illegible] સીંગડા થા. આથી

૧ છે, ને એણે ઘોડો જોયો નથી; તેથી

ને જોયું કે પરમેશ્વરે એને ઠીક શિક્ષા

ફરી. માઆં ગયા પછી શેઠને બધી હકીકત કહેવામાં આવી, તેમાં પેલા પટેલની વાત પણ કહી, તેથી ગુમાસ્તાની લુચ્ચાઈ પકડાઈ ગઈ. આથી તે ગુમાસ્તાને શેઠે કાઢી મૂકયો, અને છગન પર સારી મહેરબાની થઈ. છગન હવે દુકાનમાં ફરતાહરતા થયો, અને એના પ્રમાણિકપણાથી શેઠની સાખ વધી.

---

ખિન્ન—દુઃખી; દીલગીર.
નામુંઠામું—લેવડ દેવડનો હિસાબ.
પાગળ—મૂર્ખ.
મિજાજ ગયો—ગુસ્સે થયો.
વટાવ—ખોટને બદલે કંઈ રકમ લેવી કે આપવી તે.
સાખ—આબરૂ; વટ.

---

## પાઠ ૨૦. ખરું કામ કરવાની છાતી ચલાવનાર છોકરો.

**મહેતાજી**—જયાનંદ, તારે માટે મારે કાને ઘણી ફરિઆદો આવે છે. તને બીજા છોકરાઓ સાથે કેમ બનતું નથી? પેલા-જીવણરામને ને તારે શી તકરાર થઈ?

**જયાનંદ**—સાહેબ, આજ સવારે નિશાળનો ઘંટ વાગ્યા પહેલાં જીવણરામ મારી પાસે આવ્યો ને કહેવા લાગ્યો, કે મારા ભમરડાની આર નીકળી ગઈ છે, માટે તારો ભમરડો ફેરવવા આપ. મેં ના કહી, કેમકે એને નિશાળે જતાં મોડું થાય. મેં ભમરડો નહિ આપ્યો, ત્યારથી તે વંકાઈ ગયો છે.

**મહેતાજી**—હરિભાઈ શેઠના ચુનીલાલ સાથે તારે કેમ અણબનાવ ચાલે છે? થોડા દહાડા પર તો તારી ને એની વચ્ચે ઠીક બનાવ હતો.

**જયાનંદ**—ચુનીલાલ શેઠ પહેલાં મારા ઉપર ઘણો ભાવ રાખતા. તેઓ મને ગરીબ જાણી કોઇ વાર પેંન, સીસાપેન કે ખાવાનું લઈ આપતા. હું તે માટે એમનો ઘણો ઉપકાર માનું છું. એક દહાડો આપે નકશો કાઢી લાવવાનું કહ્યું હતું, તે પ્રમાણે અમે બધા દોરી

લાવ્યા. પણ ચુનીલાલ શેઠ એમ ને એમ ઘેરથી આવ્યા. નિશાળમાં આવી તેમણે કહ્યું કે મને નકશો દોરી આપ, મારે મહેતાજીને બતાવવો છે. મારો દોરી આપેલો નકશો બતાવી તે આપને છેતરે, એ વાત મને ગમી નહિ. તે ઉપરથી મેં તેને નકશો દોરી આપવાની સાફ ના કહી. તે દિવસથી શેઠની મહેરબાની જરા ઓછી છે.

**મહેતાજી**—જયાનંદ,તને મારા છોકરા સાથે પણ બનતું નથી.

**જયાનંદ**—મને તો સર્વે છોકરાઓ સાથે બને છે, પણ કેટલાક મારી મશ્કરી કરે છે ને સારો બનાવ રાખતા નથી. આપના છોકરા સાથે કાલે આટલી વાત બની હતી. આપે પેલો વ્યાજનો દાખલો મંડાવ્યો તે તેને આવડતો ન હતો. તેણે મને મારી સ્લેટ નીચી રાખી દાખલો બતાવવાનું કહ્યું. મેં તેને જોવા દેવાની સાફ ના કહી. એ ઉપરથી તે પણ મારી નિંદા કરતો થયો છે.

મહેતાજીએ પોતાના છોકરા તરફ નજર કરી જોયું, તો તેનું મોઢું ઉતરી ગએલું માલમ પડ્યું. એથી તેમની ખાતરી થઈ, કે જયાનંદે કહી તે કસુર તેણે કીધી હતી. વળી તજવીજ કરતાં તેમને માલમ પડ્યું, કે જયાનંદે જીવણરામ તથા શેઠના છોકરા સાથે તકરાર થવાની જે વાત કહી, તે પણ ખરી હતી. જયાનંદે મહેતાજીના છોકરાનો વાંક કહી દીધો, તેથી સૌ છોકરા જોઈ રહ્યા કે હવે જયાનંદનું શું થાય છે?

થોડી વાર પછી મહેતાજી બોલ્યા, છોકરાઓ, આ જયાનંદ જેવો ડાહ્યો અને છાતીવાળો છોકરો મેં આજ સુધીમાં કદી જોયો નથી. શેઠનો છોકરો તેને ઘણી મદદ દેતો હતો, તોપણ તેણે ખોટું કામ કરવા માગ્યું, ત્યારે તેને તેણે સાફ ના પાડી. વળી મારી શરમ ન રાખતાં તેણે મારા છોકરાને પણ મોટો ગુનો કરતાં અટકાવ્યો. પેલા જીવણરામનું પણ તેણે સારૂં કીધું હતું. આજે તમે બધા એની હાંસી ભલે કરો, પણ આખરે તમેજ એને માન આપ્યા વિના

રહેશો નહિ. આગળ જતાં એની છાપ તમારા ઉપર પડ્યા વિના રહેશે નહિ, અને તેથી નિશાળમાં ઘણો સુધારો થશે. જે કોઈ જયાનંદની પેઠે હીંમત ધરી ખરૂં ને વાજબી કામ કરે, તેની પહેલાં કદાપિ હાંસી થાય, પણ આખરે સૌ તેને માન આપે ને ચાહે. તેની ચાલ જોઈ બીજાઓ ચાલે, તો નિશાળમાંથી કજીઆકંકાસ ને દુર્ગુણ નાશ પામ્યા વિના રહે નહિ.

---

કસુર—ગુનો; ચૂક.
દુર્ગુણ—અનીતિ.
વંકાવવું—મેળ ન રાખવો.
હાંસી—મશ્કરી.

---

## पाठ २१. पन्नानी उमदा राजसेवा.



મેવાડમાં એક વખતે વિક્રમાજીત નામનો રાજા રાજ કરતો હતો. તે નઠારા છંદમાં પડ્યો, એટલે તેનાથી રાજની વ્યવસ્થા સારી રીતે થઈ શકી નહિ. આ કારણથી રાજના ભલાને માટે ત્યાંના પટાવતોએ તેને ઠાર મારી વનવીર નામના એક રાજ-

પુત્રને ગાદી આપી. મરનાર રાણાને ઉદેસીંગ નામનો એક નાનો ભાઈ હતો. તેનું વય છ વરસનું હતું. તેનાં માબાપ મરી જવાથી તે હંમેશાં **પન્ના** નામની એક ધાવની પાસેજ રહેતો. રાજમાં **વન**વીરની સામે દાવો કરે એવો માત્ર એજ બાળકુંવર હતો.

**વિક્રમાજીત**નું ખૂન થયા કેડે રણવાસમાં બહુ હાહાકાર થઈ રહ્યો. **વન**વીરનો રાજલોભ જોઈ **પન્ના**ને ફીકર પડી કે રાજકુમાર ઉદેસીંગનો પ્રાણ હવે રહેશે કે કેમ? વિચાર કરતાં તેને લાગ્યું, કે **વન**વીર કોઈ પણ પ્રકારે ઉદેસીંગનો જીવ લીધા વિના રહેશે નહિ, માટે મારે ગમે તેમ કરીને પણ એને બચાવવો જોઇએ. રાજકુમારનું રક્ષણ કરવા માટે તેણે અનેક ઉપાય યોજવા માંડ્યા. અંતે તેને બચાવવાને તેણે પોતાના દીકરાનો પ્રાણ આપવાનો ઠરાવ કીધો. હવે એક કંડીઓ લાવી તેમાં તેણે રાજકુમારને સુવાડી તે ઉપર ફુળ પાતરાં વગેરે ઢાંકયાં. પછી એક હજામને બોલાવી તેને માથે તે કંડીઓ ચઢાવ્યો, અને છુપી રીતે રાજકુમારને શહેર બહાર લઈ જવાનું તેને કહ્યું. હજામ રાજકુમારને લઈ ગયો, કે તરતજ ધાવે પોતાના દીકરાને ઉદેસીંગની પથારીમાં સુવાડી દીધો. ત્યારપછી થોડી વારમાં **વન**વીર હાથમાં તરવાર લઇને આવ્યો. તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં પૂછ્યું, પન્ના, ઉદેસીંગ કયાં છે? તેણે ધીરે સાદે કહ્યું, મહારાજ, ઉદેસીંગ આ સૂતા છે. આપ એના ઉપર આપની તરવાર ચલાવી શું કરવા બાળહત્યા કરો છો? નિર્દોષનો પ્રાણ લેવાથી પ્રભુ રાજી નહિ રહે. પછી તો જેવી આપની મરજી.

આ દયાજનક શબ્દોથી પણ **વન**વીરનું હૃદય પીગળ્યું નહિ. તેણે તેજ વખતે પોતાની તરવાર **પન્ના**ના દીકરા ઉપર ચલાવી. આ ઘાતકી કામથી **પન્ના**ને શું થયું હશે, તેનું વર્ણન આપી શકાય એમ નથી. **મે**વાડની ગાદીનો ખરો વારસ આ રીતે મરાયો સાંભળી ઘણા લોકોને ખેદ થયો. રાણીઓના કલ્પાંતનો પાર રહ્યો નહિ, પણ જેનો ખરો પુત્ર મરાયો હતો, તે રાજભક્ત **પન્ના** તો કઠણ હૈયું કરી છાનીમાની નીકળી નાઠી, ને હજામની શોધમાં ચાલી.

**ચિ**તોડ શહેરની પશ્ચિમે કેટલાક કોસને અંતરે હજામ અને રાજકુમાર બેઉને ધાવે જોયા. મનમાં સહેજ આનંદ થયો, કે ગમે તેમ થયું, તોપણ પ્રભુની કૃપાથી રાજકુમાર બચ્યો. તે એક રાજથી બીજા રાજમાં ગઈ, પણ વનવીરના ધાકથી કોઇએ તેને આસરો આપ્યો નહિ. છેવટ તેને કોમળમેરમાં એક શ્રાવક શેઠની ભાળ લાગી. તેની કને જઈ તેના ખોળામાં રાજકુમારને મૂકયો. વનવીરના ધાકથી શેઠ વિચારમાં પડી ગયા. તેને વિચારમાં પડેલા જોઈ પન્ના બોલી, શેઠ જુઓ છો શું? એ તમારો રાજા થાય. એના વડીલોએ તમારૂં રક્ષણ કર્યું છે. આજે તમારે એનો બચાવ કરવાનો વારો આવ્યો છે, તો ફરજ બજાવી તમે તમારૂં જીવ્યું સાર્થક કરો. શેઠ તો હજીએ વિચારજ કરે છે, એટલામાં તેની ઘરડી માએ આવીને તેને કહ્યું, કે ભાઈ, આ વખત વિચાર કરવાનો નથી. તું આ રાજકુમારને તારી પાસે રાખ, અને તારૂં સર્વસ્વ જાય તોપણ તું એનું રક્ષણ કરજે. આ શબ્દો સાંભળતાંજ શેઠ ઉદેસીંગને પોતાને ત્યાં રાખવાનું કબુલ કર્યું, અને પન્નાને વચન આપ્યું કે હું રાજકુમારનું રક્ષણ કરીશ. ઉદેસીંગની સુપરત શેઠને કર્યા પછી પન્ના ત્યાંથી ચાલી ગઈ, કેમકે શ્રાવકના છોકરાની રજપુતાણી ધાવ હોય નહિ, અને એ વાત ચરચાય તો પરિણામ સારૂં ન આવે.

પન્નાએ આ રીતે ઉદેસીંગનો પ્રાણ બચાવ્યો એટલુંજ નહિ, પણ તેનું રક્ષણ કરવાનો ઉત્તમ ઉપાય ઘણી અડચણો વેઠીને શોધી કાઢ્યો. પન્ના તે ખરેખર એક પન્નું કે હીરોજ હતી, કેમકે નોકર તરીકે તેણે પોતાની ફરજ બજાવવામાં હદ વાળી હતી. ધન્ય છે એવી ધાવને!

---

કલ્પાંત—ઘણું રડવું કકલવું તે.
દયાજનક—દયાની લાગણી ઉત્પન્ન કરે એવા.
પન્નું—પાનું; એક જાતનું રત્ન.
પટાવત—રાજનો મુખ્ય સરદાર.
બાળહત્યા—બાળકનો ઘાત કરવો તે.
રાજભક્ત—પોતાના રાજ કે રાજાનું હંમેશાં રૂડું તાકે ને કરે એવી.
સર્વસ્વ—સઘળી માલમત્તા.
સાર્થક—સફળ.

# પાઠ ૨૨. બે ભાઈઓનું હેત.



આપણા ઇલાકાના દક્ષિણ ભાગમાં દરીઆ કાંઠા પર **ગોવા** નામે શહેર છે. તે **પોર્ટુગલ** દેશના રાજાને તાબે છે. એ **પોર્ટુગાલ** દેશ વિલાયતથી કેટલેક છેટે આવેલો છે. સોળમા સૈકામાં **પોર્ટુગાલથી** એક વહાણ **ગોવે** આવવાને ઉપડ્યું હતું. તેમાં ખલાસીઓ તથા ઉતારૂઓ મળીને આસરે ૧૨૦૦ માણસ હતાં. કેટલાક દિવસ સુધી ભર દરીએ હંકારાયા પછી તે વહાણ કિનારે કિનારે ચાલવા લાગ્યું. એવામાં એક દહાડો સુકાનીની ગફલતને લીધે તે એક ખડક ઉપર અથડાયું, તેથી સઘળાંને લાગ્યું કે નિશ્ચે મોત આવ્યું. તેમાંથી બચવાના ઇરાદાથી કપ્તાને વહાણની સાથે બાંધેલી એક હોડી છોડવાનો હુકમ આપ્યો, અને તેને દરીઆમાં મૂકી તેમાં થોડું અનાજ ભરાવ્યું. પછી ઓગણીસ માણસોને લઇને તે પોતે તેમાં કૂદી પડ્યો ને હોડી હંકારી. પેલું વહાણ તો બાકીનાં બધાં માણસો સાથે સમુદ્રમાં નીચે જઇને બેઠું. હવે ચાર પાંચ દિવસ થયા, એટલે કપ્તાન માંદો પડ્યો અને મરી ગયો. બાકીના લોકોએ પોતાનામાંના

એકતે તેની જગાએ નીમ્યો. આ નવા કપ્તાને તપાસ કરી તો તેને એવું માલમ પડ્યું, કે હોડીમાં લીધેલું અનાજ ઘણુંખરૂં ખપી ગયું છે, ને હવે ઘણું તો ત્રણ દિવસ પહોંચે એટલુંજ બાકી રહ્યું છે. આવું સંકટ હોવાથી તેણે એવી યુક્તિ બતાવી, કે હોડીમાંના માણસોનાં નામની ચિઠ્ઠીઓ કરવી, અને તે કાઢતાં દર ચોથી ચિઠ્ઠીમાં જેનું નામ આવે તેણે હોડીમાંથી પાણીમાં કૂદી પડવું. એમ કર્યાથી હોડી ઉપરના માણસોની સંખ્યા કમી થશે, એટલે ખોરાક કંઈક વધારે ચાલશે. બધા માણસોએ તે વાત માન્ય રાખી.

ઉપર પ્રમાણે ચિઠ્ઠી કાઢતાં જે ચાર નામ નીકળ્યાં, તેમાંના ત્રણ માણસ પાણીમાં પડ્યા ને મોતને શરણે ગયા. ચોથી ચિઠ્ઠી પોર્ટુગલ દેશનો એક ગૃહસ્થ તેમાં હતો, તેના નામની નીકળી હતી. તે હોડીમાંથી કૂદી પડવાની તૈયારીમાં હતો, એટલામાં તેનો નાનો ભાઈ તેજ હોડીમાં હતો, તેણે તેને ગળે બાથ ભીડીને આજીજી કરીને કહ્યું, કે તમારે બદલે મને મરવાની આજ્ઞા આપો. તેણે જણાવ્યું કે તમારી પાછળ મોટું કુટુંબ છે, અને ગોવામાં તમારાં બૈરીછોકરાં તમારી રાહ જુએ છે. વળી આપણી ત્રણ બેનો છે, તેના પોષણનો બધો બોજો તમારે શિર છે. તેમની સંભાળ તમારેજ કરવાની છે. હુ તો એકલદોકલ છું, નથી બૈરી કે નથી છોકરાંછૈયાં. હું મરીશ તો કંઈ ચિંતા જેવું નથી.

નાના ભાઈનું આવું બોલવું સાંભળીને મોટા ભાઇની છાતી ભરાઈ આવી. તેણે ઉત્તર આપ્યો કે તું મારો ભાઈ થાય, તો મારે બદલે તને મરવા દેવાનું હું કેવી રીતે કબુલ કરૂં? તું મારા કરતાં નાનો છે. તેં હજી સંસાર માંડ્યો નથી ને તારા કોડ તેં પુરા કીધા નથી. વળી નિયમ પ્રમાણે ચિઠ્ઠીમાં મારૂં નામ નીકળ્યું છે, માટે મારેજ મરવું ઘટે છે. આટલું કહ્યા છતાં પણ તે નાના ભાઇએ માન્યું નહિ, ને મોટા ભાઇને પજો એવો બાઝી પડ્યો, કે કોઈ તેને છોડાવી શક્યું નહિ.

નાના ભાઇનો આટલો પ્રેમ ને આગ્રહ જોઈ બધા છક થઈ ગયા. તેમણે મોટા ભાઇને સમજાવીને કહ્યું, તેથી તેણે પોતાનો આગ્રહ છોડી

દીધો, અને પોતાના નાના ભાઈને મરવાની રજા આપી. તે બે ભાઇઓ છુટા પડ્યા, કે બીજા લોકોએ તે નાના ભાઇને સમુદ્રમાં હડસેલી મૂક્યો.

હવે એવું બન્યું, કે આ બંધુધર્મ બજાવનાર માણસ પાણીમાં પડ્યો, તોપણ તે મરણ પામ્યો નહિ. તેનું કારણ એ કે તેને પાણીમાં ફેંક્યા પછી તરતજ દૂરથી જમીન દેખાવા લાગી, એટલે હોડીમાંના લોકોને દયા આવી, ને તેમણે મહેનત કરીને તેને ઉંચકી લીધો. તેને જોઈ મોટા ભાઇના આનંદનો પાર રહ્યો નહિ. ત્યારપછી થોડીજ વારમાં તે બધા કિનારે સહીસલામત આવી પહોંચ્યા.

બંધુધર્મ—ભાઈ તરીકેની ફરજ.
માન્ય રાખી—કબુલ રાખી.
શરણે ગયા—તાબે થયા.
સૈકો—સો વરસનો કાળ

## पाठ २३. हरिफाई अने अदेखाई.

કોઈ એક મોટા શહેરમાં ચિત્રશાળા હતી, તેમાં ઘણા છોકરાઓ ચિત્રનું કામ શીખતા હતા. તેના છેક ઉપરના વર્ગમાં ત્રણ વિદ્યાર્થીઓ હતા. તેમાંના એકનું નામ **પ્રાણજીવન** હતું, અને બીજા બેનાં નામ **ત્રિભુવન** અને **રૂસ્તમજી** હતાં. **ત્રિભુવન** ચિત્રકળામાં સૌથી શ્રેષ્ઠ હતો. **રૂસ્તમજી** **ત્રિભુવન**નાં ચિત્રો બહુ વખાણતો, અને તેનાં જેવાં ચિત્ર કાઢવાને બહુ મહેનત લેતો, તોપણ **ત્રિભુવન**ની તોલે તે આવી શકતો નહિ. **પ્રાણજીવન** બહુ અદેખો હતો. તે જ્યારે ત્યારે **રૂસ્તમજી**ને કહેતો, કે અલ્યા **રૂસ્તમજી**, આ **ત્રિભુવન** જાણે એમજ સમજે છે, કે મારા સમાન બીજો કોઈ ચિત્ર કાઢનારજ નથી. તેના ઉત્તરમાં હંમેશાં તેને એમ સાંભળવું પડતું કે ભાઈ, આપણા ત્રણ પૈકી તો એ ઉત્તમ છે, એની તારાથી ના કહેવાય એમ નથી. **ત્રિભુવન**ની કીર્તિને કલંક લગાડવાને માટે **પ્રાણજીવન** અનેક ઉપાયો શોધતો. નવી નવી ગપો મારતો કે એ તો કોઇની પાસે ચીતરાવી લાવે છે. એમ છતાં **ત્રિભુવન**ની ચિત્રકળામાં હોશિઆરી દિન પર દિન વધતી ચાલી. **રૂસ્તમજી** હરિફાઈ કરીને **ત્રિભુવન**નું જે ચિત્ર સારૂં લાગતું તે ઘેર લઈ જતો, અને તેની

નકલ કરતો. બીજે દહાડે તેને શાળામાં લાવી ત્રિભુવન પાસે સુધરાવતો. એમ ખંતથી સુધરવાને તે યત્ન કરતો. પ્રાણજીવન બળિએલ સ્વભાવનો અને અદેખો હતો, એટલે તેને તેમ કરવું ગમતું નહિ. તે તો માત્ર ત્રિભુવનના કામને વખોડવામાંજ વડાઈ માનતો.

જન્માષ્ટમીના મેળામાં જે માણસનું ચિત્ર પંચના કહેવા પ્રમાણે ઉત્તમ નીકળશે, તેને પચાસ રૂપીઆનું ઇનામ મળશે, એવી જાહેર ખબર એક દિવસ ચિત્રશાળામાં ચોંટાડેલી નજરે પડી. ત્રિભુવન, રૂસ્તમજી તથા પ્રાણજીવન એ ત્રણેએ પોતાની કળા બતાવવાનો નિશ્ચય કર્યો, ને સૌ પોતાને પસંદ પડતું ચિત્ર કાઢવાને માટે તૈયાર થયા.

ત્રિભુવને એક દરીઓ કલપ્યો, અને તેમાં એક ટાપુ બતાવી તે તરફ કિનારેથી એક નાની સરખી હોડી જતી હોય, એવું ચિત્ર કાઢવાનો વિચાર કીધો, ને કામ શરૂ કર્યું. રૂસ્તમજીએ એક નાના સરખા બગીચામાં એક બાળા પોતે રોપેલા ફૂલના છોડવાઓને પાણી પાતી હોય, તેમ ચીતરવાનું શરૂ કર્યું. પ્રાણજીવન એક કેળના વનમાં મોર, પોપટ તથા બીજાં પક્ષીઓ ચીતરવા લાગ્યો. જન્માષ્ટમીનો દિવસ નજીક આવતાં સૌએ પોતાનાં ચિત્રો તૈયાર કરી ચિત્રશાળામાં કકડો ઢાંકીને મૂકયાં. લોકો જતાં આવતાં તે જોતા, અને ત્રિભુવનના ચિત્રનાં ઘણાં વખાણ કરતા. ત્રિભુવનના ચિત્રનાં વખાણ થતાં, તે પ્રાણજીવન સાંખી શકતો નં હતો. ઇનામને આગલે દહાડે તે કોઈ ન જાણે તેમ ચિત્રશાળામાં ગયો, અને ત્રિભુવનના ચિત્ર ઉપર રંગનું એક કુંડું ભરીને છાંટયું. ચિત્રની શોભા સઘળી નાશ પામી. પોતાનું મન અદેખાઇથી બળતું હતું, તે હવે જરા શાંત થયું, એમ સમજી પ્રાણજીવન ઘેર ગયો.

બીજે દિવસે સવારમાં ત્રિભુવન ઉતાવળો ઉતાવળો ચિત્રશાળામાં પોતાનું ચિત્ર ઢાંકેલું હતું, તે ઉઠાવીને ઇનામ નક્કી કરવાને પંચ મળવાનું હતું ત્યાં લઈ ગયો, અને હતું તેમનું તેમ મૂકયું. અત્યાર સુધી પ્રાણજીવન શિવાય કોઈ જાણતું ન હતું, કે ત્રિભુવનનાં ચિત્રની આ દશા થઈ છે.

મેળા વખતે જ્યારે લોકો એકઠા થયા, અને પંચની રૂબરૂ સઘળાં ચિત્રો ઉઘાડાં કરવામાં આવ્યાં, ત્યારે એ વાત બહાર આવી. ચિત્રશાળામાં આ પંચમાંના કેટલાકે ત્રિભુવનનું ચિત્ર જોયું હતું. તેમજ રંગથી ખરાબ થયા છતાં પણ ત્રિભુવનની પીંછી છુપી રહે એમ ન હતું. તેથી પંચે એવો ઠરાવ કર્યો કે ઇનામ આ ચિત્રકારનેજ આપવું; પણ તેની બેદરકારીને લીધે કોઈ અદેખું માણસ આ ચિત્ર બગાડવા પામ્યું છે, માટે બીજા નંબરનું ચિત્ર જે રૂસ્તમજીનું છે, તેને તે ઇનામમાંથી ઉત્તેજન દાખલ વીસ રૂપીઆ આપવા.

પંચનો આ અભિપ્રાય સાંભળીને પ્રાણજીવન તો દીંગ્ગ થઈ ગયો. નિરાશ થઇને વીલે મોઢે તે ઘર તરફ વળ્યો. પાછળથી તેનો ગુનો બહાર પડી આવ્યો, અને તેને શાળામાંથી કાઢી મૂકવામાં આવ્યો.

આ રીતે ત્રિભુવનના કામની બરાબરી કરતાં રૂસ્તમજી સુધર્યો, અને અદેખાઇથી પ્રાણજીવન બગડ્યો. તેણે ત્રિભુવનને નુકસાન કરવાને ઘણું નીચ કામ કર્યું, પણ બહુ ફાવ્યો નહિ. ચિત્રકળામાં ત્રિભુવનની આબરૂ હતી તેથી બમણી થઈ. માટે છોકરાઓ, જો તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો દરરોજ હરિફાઇથી કામ કરો અને અદેખાઈનું મોં બાળો.

---

કલંક—ડાઘ.
જન્માષ્ટમી—શ્રાવણ વદ ૮. એ દિવસે શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો.
પંચ—કોઇપણ વાતનો નિવેડો કરવાને પાંચ અથવા વધારે સભ્યસની મંડળી.
બળિઆલ—ચિઢીઆ.

---

## पाठ २४. विचारीने बोलवा विषे.

### उपेंद्रवज्रा छंद.

सुवाक्यथी स्नेह सदैव व्यापे,
कुवाक्यथी क्लेश हमेश थापे;

अरे कशो एक विवेक आणी,
विचारीने यार उच्चार वाणी. १.
सुवाक्यथी विश्व बधुं वखाणे,
कुवाक्यथी कीर्ति जनो न जाणे;
पडे चडे जीभ वडेज प्राणी,
विचारीने यार उच्चार वाणी. २.
प्रजा जुओ पोपट घेर पाळे,
सुखे सूई घूड शके न माळे;
उच्चारनुं कारण एज जाणी,
विचारीने यार उच्चार वाणी. ३.
भली जीभे भाई भलाई तोले,
बुरी जीभे लोक बुराई बोले;
गरीब के राजकुमार राणी,
विचारीने यार उच्चार वाणी. ४.
सुवाक्यथी दूध दहीं घी देशे,
अमूल्यनुं मूल लगार लेशे,
कुवाक्यथी पाय पळी न पाणी,
विचारीने यार उच्चार वाणी. ५.
मुखेथी रे मानवी वेण मूक्युं,
फरीथी तें ते न गळाय थूक्युं;
विमासशो एवी हशेज हाणी,
विचारीने यार उच्चार वाणी. ६.
छरा तणे छेद उपाय सूझे,
कुवाक्यनो काप कदी न रूझे;
न काचनी क्रोडथी मटेज काणी,
विचारीने यार उच्चार वाणी. ७.

भलो बुरो तोप तणो भडाको,
हवा विषे होय जतो हडाको;
कहो तमे केम शकाय ताणी,
विचारीने यार उच्चार वाणी. ८.

## दोहारो.

विचारीने वाणी वदो,
कदी न वणसे काम;
भार तोल तो जन भला,
राखे दलपतराम.

---

| | |
|---|---|
| યાર—મિત્ર; ભાઈ. | સુવાક્ય—સારી વાણી. |
| વણસે—બગડે. | હડાકો—સપાટાબંધ. |
| સદૈવ—હંમેશાં. | હાણી—નુકસાન. |

---

## पाठ २९. राजा अने संन्यासी.

એક સંન્યાસી જાત્રા કરવાને માટે પ્રવાસે નીકળ્યો. એક દહાડો સંધ્યાકાળ થઈ, ત્યારે તે કોઈ મોટા નગરમાં જઈ પહોંચ્યો. આ શહેરના મધ્ય ભાગમાં એક મોટો સરકારવાડો હતો. મુસાફર લોકોને માટે આ ધર્મશાળા બાંધેલી હશે એવું તેને લાગ્યું. તે ઉપરથી અંદર જઈ પોતાનું વ્યાઘ્રચર્મ એક બાજુએ નાખી આખા દિવસનો થાકેલો હોવાથી આરામ લેવાને તે ઉપર પડ્યો. થોડી વારે તે રાજવાડાનો કારભારી ત્યાં આવ્યો. તેણે સંન્યાસીને આ પ્રમાણે સૂતેલો જોઈ ઉઠાડ્યો, અને ધમકાવીને કહ્યું, અરે, તું કોણ અહીં આવીને આમ સૂતો છે? તું ક્યાં આવેલો છે તેનું તને ભાન છે? સંન્યાસીએ જવાબ દીધો કે હું એક પરદેશી ગરીબ સંન્યાસી છું, અને જાત્રા કરવાને બહાર ફરૂં છું. આજ રાતની રાત અહીં ધર્મશાળામાં કાઢી સવાર પડતાંજ હું મારે માર્ગે ચાલ્યો જઈશ.

આ સાંભળીને પેલો કારભારી ઘણો ગુસ્સે થઈ ગયો અને




બોલ્યો, કે મૂર્ખ, ધર્મશાળા તે શું ને રાજવાડો તે શું તેની તને સમજણ નથી કે? ઠીક ઉભો રહે હું તને હમણા સમજાવું છું. એમ કહી સંન્યાસીની બોચી પકડીને બહાર કાઢવા માંડ્યો. એટલામાં ત્યાંનો રાજા તેજ રસ્તેથી એકાએક જતો હતો, તે આ ગરબડાટ સાંભળી અંદર આવ્યો. કારભારીએ રાજાને હાથ જોડીને સઘળી હકીકત કહી સંભળાવી. પછી રાજાએ તે સંન્યાસીને કહ્યું, સ્વામીજી, આપે આ જગાએ ધર્મશાળા સમજીને મુકામ કર્યો છે, પણ આ તો રાજવાડો છે. તે ઉપરથી સંન્યાસી બોલ્યો, કે રાજાજી તમે જે વાત કહી તે હું સમજ્યો. પરંતુ બે વાત હું પૂછું, તેનો ઉત્તર તમારા તરફથી મળવો જોઇએ. તમે રહો છો તે રાજમહેલ કોણે

બાંધ્યો છે તે કહેશો? રાજાએ ઉત્તર આપ્યો કે મારા દાદાએ. સંન્યાસીએ પૂછયું, વારૂ તમારા પહેલાં એ મહેલમાં કોણ રહેતું હતું? રાજાએ કહ્યું, મારા બાપ રહેતા હતા. તે ઉપરથી સંન્યાસીએ પૂછયું, હમણા એમાં કોણ રહે છે? હું રહું છું, એવો રાજાએ ઉત્તર આપ્યો. ઠીક, વારૂ હવે પછી એ મહેલમાં કોણ રહેનાર છે? રાજાએ કહ્યું, ઈશ્વરકૃપા હશે તો મારો પુત્ર એમાં રહેશે.

આ પ્રમાણે સવાલ જવાબ થયા પછી સંન્યાસીએ રાજાને કહ્યું, કે આ જગાના સંબંધમાં ખરો વિચાર કરવાથી એવું જણાય છે, કે જુના એમાંથી જાય છે ને નવા આવીને રહે છે. કોઈ માણસ અત્રે સ્થિર રહ્યો નથી. આમ છે તો ધર્મશાળામાં અને આમાં શો ભેદ છે, તે તમેજ કહો. મને પોતાને તો એમાં કંઈ પણ તફાવત જણાતો નથી. આવું કહીને સંન્યાસી પોતાનું આસન વગેરે સામાન બગલમાં મારીને રાતવાસો બીજી જગાએ રહેવાને ત્યાંથી ચાલતો થયો.

---

| | |
|---|---|
| વ્યાઘ્રચર્મ—વાઘનું ચામડું. | સરકારવાડો—રાજકુટુંબને રહેવાની જગા. |
| સંધ્યાકાળ—સાંજ. | સ્થિર—કાયમ. |
| સંન્યાસી—જે બ્રાહ્મણ સાધુ થએલો હોય તે. | |

---

## पाठ २६. अकबर पादशाहनी नगरचर्चा.

એક દહાડો અકબર પાદશાહ વેશ બદલીને નગરચર્ચા જોવાને નીકળ્યો. રસ્તે ચાલતાં એક મહોલ્લાને નાકે તેણે કોઈ મુસલમાનને સારાં સારાં લુગડાં પહેરીને ઉભેલો જોયો. એ વેળા ત્યાં આગળથી એક બીજો મુસલમાન જતો હતો, તેણે પેલા મીઆંને જોઈ પૂછયું; કયું સાહેબ, અચ્છે હો? જવાબમાં પેલા મીઆંએ કહ્યું, અબે પાગળ; તેરા ચલે તો માર ડાલીઓ. એ સાંભળી પાદશાહ મનમાં હસતો હસતો આગળ ચાલ્યો.

પાદશાહ થોડેક છેટે ગયો, એટલે એક પાદરી લોકોને ઉપદેશ કરતો તેના જોવામાં આવ્યો. પાદશાહ તે ઠેકાણે જઇને ઉભો;

પાદરી ભાષણ કરતો હતો તેને વચમાં એક ઘરડા માણસે પૂછ્યું, પાદરી સાહેબ, આપણને કોણે પેદા કર્યા? તે ડોસાની પાસે તેનો છોકરો ઉભો હતો તેને બતાવીને પાદરીએ કહ્યું, કે આ છોકરો પણ તેના પેદા કરનારને જાણે છે, પણ તું જાણતો નથી. ત્યારે તે ડોસો બોલ્યો, સાહેબ, એને આવ્યાને પાંચ સાત વરસ થયાં છે, તેથી તે તેના પેદા કરનારને ઓળખે, પણ હું અહીંઆં સાઠ સાઠ વરસનો આવેલો તેને અસલની વાત કેમ યાદ રહે?

આ સાંભળીને પાદશાહનું હસવું માયું નહિ. પછી તે આગળ ચાલ્યો, અને એક પુરાણી કથા વાંચતો હતો ત્યાં જઇને બેઠો. તે કથા સાંભળતાં એક ડોસીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. તે જોઇને ભટજી ફુલાયા કે મારી વાણીમાં રસ તો ખરો, કે શ્રોતાના હૃદય પીગળીને આંસુધારા વહે છે. કથા પુરી થઈ રહ્યા પછી તે ડોસીને પેલાં ભટજીએ પાસે બોલાવીને કહ્યું, કે માજી, તમે કથામાં બહુ સમજો છો, અને ભાવિક પણ બહુ છો.. તમારૂં મન કેટલું કોમળ કે આંસુ ભરાઈ આવ્યાં? ત્યારે માજી બોલ્યાં, ના ભાઈ, મેં કથા તો આજે પુરી સાંભળીએ નથી. મને રડવું આવ્યું તેનું કારણ તો એ કે, તમે મોટે સાદે બરાડા પાડતા હતા, તે સાંભળીને મારી બાપડી પાડીનું બરાડવું સાંભરી આવ્યું; અને તમને તેની માફક દુઃખ થતું હશે, એમ જાણી મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. આ બોલવું સાંભળી ભટજી બિચારા ફીકા પડી ગયા.

હવે પાદશાહ ત્યાંથી ઊઠીને મહેલ તરફ ગયો. મહેલના દરવાજા આગળ તેણે એક દેશાઇને ઉભેલો જોયો. એ દેશાઈ પોતાના વતનના કામ બાબત દિલ્હી આવ્યો હતો. પાદશાહે તેને જોઈ કહ્યું કે તમે તમારા હકના દસ્તાવેજ બતાવો, નહિતો તમારી જાગીર જપત કરવામાં આવશે. ત્યારે તે બહાદુર દેશાઈ બોલ્યો, બંદેનેવાજ, દિલ્હીની ગાદી તમને જે તાંબાપતરાં ઉપર હિંદુ રાજાઓએ લખી આપી છે તે મંગાવશો, તો તેની બીજી બાજુ પર મારા દસ્તાવેજ

માલમ પડશે. એ સાંભળીને માઠું ન લગાડતાં પાદશાહ સામે પ્રસન્ન થયો, અને તેણે દેશાઇને તેનું વતન કાયમ કરી આપ્યું.

પાદરી—ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર.
બંદેનવાજ—ગુલામ પર મહેરબાની [ કરનાર.
ભાવિક—ભાવ—પ્રીતિ વાળાં; શ્રદ્ધા વાળાં.
શ્રોતા—કથા સાંભળનારા લોકો.

## पाठ २७. सुख दुःख मनमां न लाववा विषे.

### राग वेरावळ.

सुख दुःख मनमां न आणीए, घट साथे रे घडीयां
टाळ्यां ते कोईनां नव टळे, रघुनाथनां जडीयां. सुख दुःख०
नळराजा सरखो नर नहि, जेनी दमयंती राणी,
अर्धे वस्त्रे वनमां भम्यां, न मळे अन्न ने पाणी. सुख दुःख०
पांच पांडव सरखा बंधवा, जेने द्रौपदी राणी,
बार वरस वन भोगव्यां, नयणे निद्रा न आणी. सुख दुःख०
सीता सरखी सती नहि, जेना रामजी स्वामी,
रावण तेने हरी गयो, सती महा दुःख पामी. सुख दुःख०
रावण सरखो राजीओ, जेनी मंदोदरी राणी,
दश मस्तक छेदाई गयां, बधी लंका लुटाणी. सुख दुःख०
हरिश्चंद्र राय सतवादीओ, तारालोचनी राणी,
तेने विपत्ति बहु पडी, भर्यां नीच 'घेर पाणी. सुख दुःख०
ए विचारी हरिने भजो, ते सा'यज करशे,
जुओ आगे सा'य घणी करी, तेथी अर्थज सरशे. सुख दुःख०
सर्व कोईने ज्यारे भीड पडी, समर्या अंतरजामी,
भावट भागी भूधरे, महेतां नरसैने स्वामी. सुख दुःख०

**नरसिंह महेता.**

અંતરજામી—મનની વાત જાણનાર; પરમેશ્વર.
ઘટ—શરીર.
ભાવટ—જંજાળ; આપદા.
ભૂધર—પૃથ્વી ધારણ કરનાર; પરમેશ્વર.
મસ્તક—માથું.
સતવાદીઓ—સાચું બોલનારો.
સતી—સદ્‌ગુણી સ્ત્રી.

## પાઠ ૨૮. લોભીઆની વાત—ભાગ ૧.

એક લોભીઆની પાસે આખી જીંદગી સુધી સારી રીતે પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન ચલાવી શકે એટલો પૈસો હતો, તોપણ તેનો લોભ માતો ન હતો. તેને કંઈ સોદો જોઇએ, તો તે જાતે બજારમાં લેવા જતો અને દુકાને દુકાને ભટકતો. દુકાનદારો તેને સારી પેઠે ઓળખી ગયા હતા, તેથી તેઓ તેને કોઈ ચીજનો ખરો ભાવ કહેતાજ નહિ. લોભીઓ પોતાની રીત પ્રમાણે ભાવની રકઝક કરતો, અને છેવટે માલ લઈ જતો તેમાં તેજ છેતરાતો. આખરે લોભીઆને માલમ પડ્યું, કે તેના ગામના દુકાનદારો હંમેશાં તેને છેતરે છે, તેથી તેણે જે કંઈ જોઇએ તે બીજે ગામ જઈ લાવવાનો ઠરાવ કર્યો. એક દહાડો તેને નાળિએર જોઈતું હતું, તે લેવાને તે પાંચ ગાઉ આઘે ગામ હતું ત્યાં ગયો. એક વાણીઆની દુકાને જઈ તેણે પૂછ્યું, કે નાળિએરનું શું લેશો ?

તે વાણીઆએ ખરો ભાવ જણાવી કહ્યું, કે ત્રણ પૈસા લઇશ. લોભીએ પૂછ્યું કે બે પૈસાનું નાળિએર મળતું હશે ? વાણીઆએ જવાબ દીધો કે શહેરમાં જાઓ તો મળે.

**લોભીઓ**—તમારા ગામથી શહેર કેટલું આઘું છે ?

**વાણીઓ**—અમારા ગામથી દશ ગાઉ થાય છે. ભાઈ તમે એક પૈસાને માટે દશ ગાઉની મજલ શું કામ કરો છો ? ઉનાળાના સખત તાપમાં તમે ઘણા હેરાન થશો.

**લોભીઓ**—તેની કશી ફીકર નહિ. એક પૈસો બચશે તો તે ઘણે રસ્તે કામ આવશે. એમ કહી લોભીએ શહેર તરફ ચાલવા માંડ્યું. પેલો વાણીઓ તો જોઈજ રહ્યો. લોભીઆને ઓળખતો ન હોવાથી તેને ઘણી નવાઈ લાગી, કે એક પૈસાને માટે એ ભાઈ દશ ગાઉ જાય !

લોભીઓ શહેરમાં ગયો, અને વાણીઆની દુકાને જઇને એક નાળિએરનું મૂલ પૂછ્યું. વાણીઆએ કહ્યું, કે બે પૈસા બેસશે.

લોભીઆએ પૂછ્યું, કે એક પૈસાનું કયાં મળતું હશે? વાણીઆએ જવાબ દીધો, કે અહીંથી દશ ગાઉ ઉપર બંદર છે, ત્યાં એક પૈસાનું એક મળે છે.

પછી તે લોભીઓ અથડાતો કુટાતો બંદરે ગયો. ત્યાં જઇને નાળિએરનો ભાવ પૂછ્યો, ત્યારે જવાબ મળ્યો કે પૈસાનું એક મળશે. લોભીએ પૂછ્યું કે કોઈ ઠેકાણે એક પાઈનું નાળિએર મળતું હશે? તેને જવાબ મળ્યો કે અહીંથી ઘણે છેટે રાન છે, ત્યાં તે ભાવે મળશે.

પછી તે રાનમાં ગયો, અને ત્યાં પડપુછ કરતાં રાની માણસે કહ્યું કે પાઇનું એક નાળિએર મળશે. લોભીએ વળી પૂછ્યું કે મફત કયાં મળશે? ત્યારે રાનીએ કહ્યું, કે આ નાળિએરી ઉપર ચઢીને તોડી લે તો મફત મળે.

એ સાંભળીને તે લોભીઓ ઝાડ ઉપર ચઢ્યો, ને નાળિએર ઝાલીને તોડવા ગયો, એટલે તેના પગ છૂટી ગયા ને તે ટંગાઈ રહ્યો.

---

## पाठ २९. लोभीआनी वात—भाग २.

લોભીઆ ભાઈ એમ લટકયા હતા, એવામાં ઊંટ ઉપર બેસી એક સોદાગર તે રસ્તેથી જતો હતો. તેને તેણે કહ્યું કે એ ભાઈ, મારા પગ આ ઝાડે ભરાવો તો હું જાળવીને હેઠે ઉતરૂં. સોદાગરને દયા આવી, તેથી ઊંટ ઉપર ઉભો રહીને જેવો લોભીઆના બે પગ ઝાલીને ભરાવવા જાય છે, કે લાગલુંજ ઊંટ ખસી ગયું, એટલે તે પણ લટકી રહ્યો.

સોદાગરને હવે મનમાં બીક પેઠી કે રખેને લોભીઓ નાળિએર મૂકી દે, તો હું ને એ બેઉ મૂરી જઇશું. તેથી તેણે લોભીઆને કહ્યું કે ઓ ભાઈ, તમે જો નાળિએર છોડશો નહિ, તો હું તમને પાંચસેં રૂપીઆ આપીશ. લોભીએ જાણ્યું કે આ ઠીક તાલ આવ્યો છે. તેણે સોદાગરને કહ્યું કે ભાઈ, મારાથી તમારો ભાર ઝિલાતો નથી, ને થોભાતું નથી. સોદાગરે ગભરાઇને હજાર રૂપીઆ આપવાનું કહ્યું. લોભીએ કહ્યું, ઠીક, હું ત્યારે જેમ તેમ કરી નાળિએરને વળગી રહીશ.

એવામાં ઘોડા પર બેસી એક ગરાસીઓ ત્યાં થઈ જતો હતો. તેને પેલા સોદાગરે કરગરીને બોલાવી કહ્યું, કે મારા પગ આ ઝાડ સાથે ભરાવો તો હું જાળવીને હેઠે ઉતરૂં. ગરાસીઆને જવાની ઉતાવળ હતી, તોપણ તેને દયા આવી તેથી તેણે ઘોડો ઉભો રાખ્યો. પછી તેણે ઘોડા ઉપર ઉભા રહીને સોદાગરના પગ ઝાલ્યા, કે ઘોડો ખસી ગયો, અને તે પણ સોદાગરને પગે લટકી રહ્યો. તેણે જાણ્યું કે પેલો લોભીઓ નાળિએર મૂકી દેશે તો સૌથી પહેલો હું મરી જઇશ. તેથી તેણે કહ્યું કે ઓ ભાઈ, તમે નાળિએર છોડી નહિ દો, તો હું તમને હજાર રૂપીઆ આપીશ. લોભીએ કહ્યું કે બહુ સારૂં. પણ સામટા બે હજાર રૂપીઆ મળશે, એમ જાણી એ લોભીઓ ઘણો હરખાઈ ગયો, અને વિચારમાં ને વિચારમાં બે હજાર રૂપીઆ તો આટલા બધા થાય, એમ કહીને તેણે બે હાથ પહોળા કર્યા, એટલે ત્રણે જણા ભોંય પર પછડાયા. પેલો લોભીઓ તો ઘણે ઉંચેથી પડ્યો એટલે મરીજ ગયો. જે કોઈ અતિશય લોભ કરે તેના આ લોભીઆના જેવા બુરા હાલ થયા વિના રહે નહિ. કહેવત છે કે **લોભે લક્ષણ જાય અને લોભ પાપનું મૂળ.**

**છપ્પો.**

ઘણો સરિતાનું નીર, સિંધુમાં જઈ સમાએ;
તોપણ તેનું કદી, પૂર્ણ નવ પેટ ભરાએ.
તેમ લોભીને ધન, મળે તૃપ્તિ નવ પામે;
પાંચ મળે દશ તણી, આશ અંતરમાં જામે.
જે જગદીશે કરૂણા કરી, ઘટતું આપ્યું હોય છે;
તે પણ લોભી જન લોભમાં, છતું પાસનું ખોય છે.

**સવિતાનારાયણ.**

---

| | |
|---|---|
| કરૂણા—મહેર. | તૃપ્તિ—સંતોષ. |
| જગદીશ—જગતનો ધણી. | સિંધુ—દરીઆ. |
| તાલ—લાગ. | સોદાગર—વેપારી. |

---

# પાઠ ૩૦. પ્રતાપ રાણો.

મેવાડની અસલ રાજધાની ચિતોડ હતું. દિલ્હીના અકબર પાદશાહે ઈ. સ. ૧૫૬૮ માં એ નગર જીતી લીધું, ત્યારપછી ત્યાંનો રાણો ઉદેસીંગ અરવલીની તળેટીમાં જઈ રહ્યો. અહીં તેણે જે શહેર વસાવ્યું તેને ઉદેપુર કહે છે. ઉદેસીંગના મરણ પછી પ્રતાપ નામે તેનો શૂરો દીકરો ગાદીએ બેઠો.

એ વેળા કેટલાક રજપુત રાજાઓ મોગલ પાદશાહને શરણે થયા હતા, અને તેમણે પોતાની કુંવરીઓ તેને લગ્નમાં આપી હતી. એ જોઈ પ્રતાપને ઘણો ખેદ થતો હતો, અને પોતે મોગલોને શરણ ન થવાનું અને તેમને પોતાના કુળની કન્યા ન આપવાનું પણ લીધું. ગાદી પર બેઠા પછી તેની પાસે અકબર જેવા બળવાન શત્રુની સાથે લડવાને પૂરતાં સાધનો ન હતાં, તોપણ તેણે ચિતોડ પાછું લેવાનો ઠરાવ કર્યો ને મોગલોની સાથે લડાઈ આરંભી. તેની અને મોગલોની વચ્ચે ઈ. સ. ૧૫૭૬ માં હલદીઘાટની મોટી લડાઈ થઈ, તેમાં પ્રતાપે ઘણું પરાક્રમ જણાવ્યું, તોપણ રજપુત સેના હારી, અને પ્રતાપને એકલા પોતાના ઘોડા ઉપર બેસી ડુંગરામાં નાસી જવું પડ્યું. તેને પકડવાને મોગલોએ ઘણી તજવીજ કરી પણ કંઈ વળ્યું નહિ.

ડુંગરામાં છુપે છુપે ઠેકાણે ભરાઈ રહી પ્રતાપ પોતાનાં માણસો એકઠાં કરી વચમાં વચમાં દુશ્મનોની ઉપર તૂટી પડતો. જેમ જેમ વરસ જતાં ગયાં તેમ તેમ સાધનો ખૂટતાં ગયાં, અને તેને ઘણાં સંકટો વેઠવાં પડ્યાં. તેની વહાલી સ્ત્રી ખડકો ને ગુફાઓમાં ધાસ્તીમાં ને ધાસ્તીમાં રહેતી, ને તેનાં ભૂખથી ટળવળતાં બાળકો તેની આસપાસ વીટળાઇને રડ્યા કરતાં. મોગલોની ધાસ્તીથી તેમને ઘણી વાર પીરસેલા ભાણા પરથી ઊઠી જવું પડતું. પણ સઘળા દહાડા સરખા જતા નથી, અને ધીરજનું ફળ પ્રભુ આપશેજ, એમ વિચારીને આ દુઃખની અંદર પણ પ્રતાપે હીંમત છોડી નહિ.

એક વખત **અકબર** પાદશાહના ફરમાવ્યાથી એક જાસુસ **પ્ર**તાપની હાલત જોવા ગયો. તેણે આવીને પ્રતાપની સ્થિતિનું આ રીતે બ્યાન કર્યું. જંગલમાં તે પોતાના થોડા સરદારોને લઇને જમવા બેસે છે, ત્યાં તે તેના ઘરનો જુનો ઠાઠ જાળવી રહ્યો છે. સરદારોને તેઓના દરજ્જા પ્રમાણે જમી રહ્યા પછી મેવાનું લહાણું કરે છે, તે તેઓ મોટા માન સાથે લે છે. એ સાંભળીને **અકબર**નું હૈયું ભરાઈ આવ્યું, અને રજવાડાના દરેક રાજાના મોઢામાંથી ધન્ય છે **પ્ર**તાપને, એમ નીકળ્યું.

એક ગ્રંથકાર લખે છે કે **પ્ર**તાપે દોલત ને જમીન ખોયાં, પણ પોતાનું માથું નીચું નમાવ્યું નથી. ફકત એજ રાજાએ પોતાના ખાનદાનની આબરૂ રાખી છે.

જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ **પ્ર**તાપને માણસ ને નાણાની તંગી જણાવા લાગી, ને તેણે પોતાનો દેશ છોડી જવાને નક્કી કીધું. આવા બારીક સમયમાં તેના કારભારી **ભા**માશાએ વિચાર્યું કે જો **પ્ર**તાપ જતો રહેશે, તો મારી જન્મભૂમિ દુશ્મનોના હાથમાંથી કદી છૂટશે નહિ. એ ઉપરથી તેણે પોતાના બાપદાદાની તમામ દોલત **પ્ર**તાપની આગળ મૂકી ને કહ્યું, કે આથી ૨૫,૦૦૦ માણસોનો ૧૨ વરસ લગી નિભાવ થશે, અને તમે આપણી ભૂમિ છોડી જશો નહિ. આ મદદથી ઉશ્કેરાઇને **પ્ર**તાપે પોતાનો સાથી એકઠા કર્યા, અને પોતે ગુમાવેલા કિલ્લા એક પછી એક પાછા જીતી લીધા. તેણે થોડા વખતમાં **ચિ**તોડ અને બીજા બે કિલ્લા સિવાય બાકીનું સઘળું **મે**વાડ પાછું મેળવ્યું.



પોતાનો ઘણો મુલક પાછો મેળવી આખરે પ્રતાપ મરણ પામ્યો. મરતી વખતે તેનો જીવ અકળાતો જોઇને તેના સરદારોએ પૂછયું, રાણાજી, તમારો જીવ કેમ દુખાય છે? ત્યારે પ્રતાપ બોલ્યો, કે મારો દેશ મોગલ લોકને હાથ ન જાય, એવી તમે મને ખાતરી આપો. મારી પેઠે હવે કોઈ ઝુંપડીમાં રહી લડનાર નથી. એ સાંભળી પેલા સરદારોએ સોગન ખાઇને કહ્યું, કે જ્યાં સુધી અમે મેવાડને સ્વતંત્ર ન કરીએ, ત્યાં સુધી મહેલ હવેલી ન બાંધીએ. એ વચનથી સંતોષ પામી પ્રતાપે દેહ મૂક્યો. ધન્ય છે પ્રતાપને અને ભામાશાની દેશદાઝને!

---

| | |
|---|---|
| ખાનદાન—ઉંચું કુળ. | લહાણું—કંઈ વહેંચવું તે. |
| નિભાવ—ટકાવ. | સ્વતંત્ર—છુટો. |

---

## पाठ ३१. नियमसर अने वखतसर काम करवा विषे.

આપણે છોકરા અને છોકરી હોઈ નિશાળે ભણતાં હોઈએ, કે મોટી ઉંમરનાં ભાયડા અને બાયડીઓ હોઈએ, તોપણ આ દુનીઆમાં આપણને કંઈ ને કંઈ કામ કરવું પડે છે. નાનપણમાં નિશાળે ભણવા જવું પડે છે, અને ઘેર આવ્યા પછી માબાપ જે કામ કહે તે કરવું પડે છે. આપણે મોટી ઉંમરનાં થઈએ છીએ, ત્યારે બીજાં વધારે કઠણ કામ કરવાં પડે છે. ખેતરમાં, ધંધારોજગારમાં કે સરકારી નોકરીમાં પુષ્કળ કામો કરવાનાં હોય છે, અને તે કરવાની રીત ઉપર આપણા પોષણનો તથા ચઢતીનો આધાર છે.

દરેક જાતનું કામ કરવાની સારી અને નઠારી એવી બે રીત હોય છે. પહેલેથી વિચાર કરી ગોઠવણ કર્યા સિવાય અથવા અમુક નિયમ ઠરાવ્યા વિના કામ કરીએ; તો ગોટાળો થાય; અને તે કામ પુરૂં થઈ શકે નહિ. માટે નિયમથી કામ કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. એક કામ પુરૂં કર્યા સિવાય બીજું કામ આરંભવું નહિ.

પહેલું કામ એટલું કર્યું હોય, કે તે છોડી દઈ બીજું કામ શરૂ કરવાથી તેમાં ખલેલ ન પડે, તોજ બીજું કામ કરવા માંડવું. તે કામ ઘણે દિવસે પુરૂં થાય તેવું હોય, તો દરરોજ થોડું થોડું કરવું, કે ઠરાવેલા વખતમાં તે પુરૂં થાય. હરકોઈ કામ અમુક મુદતમાં પુરૂં કરવાનું વચન આપ્યું હોય, તો તે નિયમ પ્રમાણે કરી ઠરાવેલા વખતમાં પુરૂં કરવાની કાળજી રાખવી. એમ ન કરીએ, તો આપણા વચનનો ભંગ થાય, અને સામા ધણીને હરકત પડે. વળી કોઈ કામ દરરોજ અને અમુક કલાકે કરવાનું હોય, તો તેજ પ્રમાણે બરાબર કરવું. કામ પરથી ગેરહાજર રહેવું નહિ, અથવા મોડા કે ઠરાવેલા વખત કરતાં જુદે વખતે આવવું નહિ. આપણે ગેરહાજર રહ્યા હોઈએ, મોડા આવ્યા હોઈએ, અથવા આળસ કર્યું હોય, તો આપણો ગુનો છુપાવવાને ખોટાં બહાનાં કાઢવાં નહિ. નિયમ પ્રમાણે કામ કરવાથી આપણામાં તે કરવાની વધારે ચતુરાઈ આવશે, અને મુશકેલીઓ તથા અણગમતી બાબતો સહેલાઈથી દૂર કરી શકાશે.

પરંતુ નિયમ પ્રમાણે કામ કરવું હોય, તો વખત કેટલો કીંમતી છે, તે બરાબર સમજવું જોઈએ, અને હંમેશાં નિયમિતપણે અને અગાઉથી વખત મુકરર કરીને કામ કરવાનો યત્ન કરવો જોઈએ. વખતસર નિશાળે જઈ ઠરાવેલે વખતે પાઠ શરૂ કરવા, અમુક કલાકે ભોજન કરવું, કામ કરવું, રમવું, કસરત કરવી અને આરામ લેવો. જે વખતે જે કામ કરવાને ઠરાવ્યું હોય, તેજ વખતે તે કામ કરવાની કોશીશ કરવી. આપણે નિશાળે મોડા જઈએ, તો આપણું પોતાનું કામ ઉંધું વળે એટલુંજ નહિ, પણ આખા વર્ગનું કામ ઉંધું વળે, અને આપણને તેમજ બીજાઓને ખલેલ પહોંચે. વળી નાનપણમાં દરેક બાબતમાં મોડું કરવાની ટેવ પડી જાય, તો મોટપણમાં પણ એ માઠી ટેવ રહે. એથી આપણા ધંધામાં કે ઉદ્યોગમાં ફળ મળે નહિ, અને આપણા શેઠની તથા જેઓ આપણી જોડે વહેવાર રાખે તેમની આપણા પર ઈતરાજી થાય.

કોઈ વાર એમ કહેવામાં આવે છે, કે આપણા લોકોને વખત કેટલો અમૂલ્ય છે તેનું ભાન નથી. અગાઉ એ પ્રમાણે હતું એ વાત ખરી, કેમકે તે વેળા સંસાર વહેવારમાં મુકરર વખત ઠરાવી નિયમ પ્રમાણે વર્તવાની અગત્ય લોકોને જાણાતી ન હતી, અને બરાબર વખત જાણવાનાં હમણાનાં જેટલાં સાધનો ન હતાં. પરંતુ નિશાળમાં અને હરેક જાતના ધંધામાં ઠરાવેલે વખતે કામ કરવાની કેટલી જરૂર છે, તે કેળવણી લીધાથી હવે આપણા સમજવામાં આવ્યું છે. વળી હમણા મોટાં અને નાનાં ઘડિઆળો પુષ્કળ ને સસ્તાં મળે છે; એમ છતાં અસુરા થઈ બીજાને રાહ જોવડાવી નડતર કરવામાં આવે, તો તે ઘણું શરમ ભરેલું છે.

---

અસુરા—મોડા.
ઈતરાજી—ગુસ્સો; કરડી નજર.
ખલેલ—હરકત.
ગોટાળો—ગરબડ.
નડતર—અડચણ.
નિયમિતપણે—મુકરર કરેલા નિયમ પ્રમાણે.

---

## પાઠ ૩૨. રાજકુટુંબ.

દુનીઆ માંહેલા સૌથી જુના અને સંગીન રાજ્યોમાં ઈંગ્લાંડનું રાજ્ય પણ ગણાય છે. પરંતુ અંગ્રેજી રાજકુળ એનાથીએ પુરાણું છે. તે એટલું તો જુનું છે, કે તે દેવોની ઓલાદનું છે, એવું અસલમાં કહેવાતું હતું. એ કુળના વડીલ શહેનશાહ એડવર્ડ છે. એમની હકીકત તમે પાછળ વાંચી ગયા છો. એમની પત્ની નામે રાણી એલેકઝાંડ્રા ડેન્માર્કના રાજાની કુંવરી થાય છે. ડેન્માર્કનું રાજ્ય વિલાયતથી થોડે છેટે આવેલું છે. ખૂબસુરતી અને દયાળુ સ્વભાવને માટે એ રાણી પ્રખ્યાત છે. તે રૂપાળી છે એટલુંજ નહિ, પણ બહુ ભલી અને દયાળુ છે. તે કંગાળ અને દુઃખી લોકોને માટે ઘણી કાળજી રાખે છે, અને તેમને મદદ કરવાના ઉપાય લે છે. તેણે માતા અને પત્નીના ધર્મ સરસ બજાવ્યા છે. પોતાના સ્વામીના

મંદવાડમાં તેણે પંડે રાતદિવસ તેમની બરદાસ કરી હતી. પોતાનો પાટવી કુંવર માંદો પડ્યો હતો, તે વારે પણ તેણે એજ રીતે તેની સારવાર કરી હતી. પોતાના પિતા શહેનશાહ એડવર્ડની પછી તે ગાદીએ બેસે એવું કમનસીબે નિર્માણ થએલું નહિ, તેથી ઘણી માવજત કર્યા છતાં તેનો કાળ થયો. એથી તેનો ભાઈ ને શહેનશાહનો બીજો કુંવર જ્યોર્જ યુવરાજ થયો. એને વેલ્સના શાહજાદાનો ઈલકાબ મળ્યો છે, અને એ સાતમા એડવર્ડની પાછળ શહેનશાહ થશે. એ નાનો હતો, ત્યારે એને નૌકાસૈન્યની નોકરીની તાલીમ આપી હતી. એ કારણથી એણે પુષ્કળ મુસાફરી કરી હિંદ અને બીજા ઘણા દેશોનો સારો અનુભવ મેળવ્યો છે. વેલ્સના શાહજાદા તરીકે જે બીજી ફરજો બજાવવાની છે, તે ફરજોને લીધે એનાથી દરીઆની નોકરીમાં રહી શકાય નહિ, તોપણ તે નૌકાસૈન્યને લગતી બાબતોમાં તથા ખલાસીઓ પર કાળજીથી લક્ષ આપે છે. સને ૧૮૯૩ માં તેણે શાહજાદી વિક્ટોરિઆ મેરી જોડે લગ્ન કર્યું. જર્મન વંશની હોવા છતાં એ શાહજાદીનો જન્મ ઈંગ્લાંડમાં થયો હતો. યુવરાજને હાલ કેટલાંક સંતાન છે. સૌથી વડા કુંવરનું પોતાના દાદાને નામે એડવર્ડ નામ પાડ્યું છે. પરમેશ્વર એને જીવતો રાખશે, તો એ કોઈક દહાડો હિંદનો શહેનશાહ થશે.

શહેનશાહને કેટલીક કુંવરીઓ છે. તેઓમાંની એકને અંગ્રેજ અમીર જોડે પરણાવી છે. શહેનશાહની એક બેન પણ બીજા મોટા અંગ્રેજ ઉમરાવ જોડે પરણી છે, પરંતુ બીજી બેનોનાં લગ્ન જર્મન રાજકુંવરો જોડે થયાં છે. આપણા શહેનશાહને ત્રણ ભાઈઓ હતા, પરંતુ તેઓમાંનો એકજ હમણા હયાત છે. એનું નામ આર્થર છે અને તે કેનોટનો ડ્યૂક છે. એ શાહજાદાએ લશ્કરમાં દાખલ થઈ આખી ઉંમર લશ્કરી નોકરીમાં ગાળી છે. સને ૧૮૮૪ માં મીસરમાં યુદ્ધ થયું હતું, તેમાં એણે ભાગ લીધો હતો, અને ટેલ-એલ-કબીરની લડાઈમાં એક ટુકડીનો સેનાપતિ થયો હતો. સને

१८८९ માં મુંબઈનો સેનાપતિ નિમાઈ એ સને ૧૮૯૦ લગી આ ઇલાકામાં રહ્યો હતો. સને ૧૯૦૨ માં એ અને એની પત્ની દિલ્હીમાં મોટો દરબાર ભરાયો હતો, તેમાં સામેલ થવાને ફરીને હિંદમાં આવ્યાં હતાં. કોનોટના ડ્યૂકને એક કુંવર છે, તે પણ અંગ્રેજી લશ્કરમાં નોકરી કરે છે.

આપણે યાદ રાખવું જોઈએ, કે પાદશાહી કુટુંબનાં માણસો આવા ઉંચા કુળમાં જનમ્યાં છે, અને તેમની કને દોલત અને જાગીરો પુષ્કળ છે, તે છતાં તેઓ મોજમજામાં અને આળસમાં પોતાનો વખત ગુમાવતાં નથી. જુવાનીમાં તેમણે સારી કેળવણી લીધેલી છે, અને જે પ્રજામાં તેઓ ઉત્પન્ન થયાં છે, તે પ્રજાની સેવા બજાવવાને તેઓ તેમની આખી જીંદગી પર્યંત બનતી કોશીશ કર્યા કરે છે.

| | |
|---|---|
| ઇલકાબ—ખિતાબ. | પુરાણું—જુનું. |
| તાલીમ—શિક્ષણ; કેળવણી. | યુવરાજ—ગાદીનો વારસ. |
| નૌકાસૈન્ય—દરિઆઈ લશ્કર. | સંગીન—મજબુત. |

## પાઠ ૩૬. ખોડ માટે કોઇની મજાક ન કરવા વિષે.

**કેશવલાલ**—અલ્યા **મો**તીલાલ, જોની પેલો બઠ્ઠક કેવો ઠીંગણો છે? એને જોઇને મને બહુ હસવું આવે છે. લોકો કહે છે કે ઠીંગણો હોય તે બહુ વરવો દેખાય. વારુ, તને એ કેવો લાગે છે?

**મોતીલાલ**—ઠીંગણો હોય તેમાં એનો શો દોષ? તું લાંબો છે, તો કોઈ તને વરવો નહિ કહે? પેલો **આ**નંદરામ જાડો છે. કોઈ જાડા હોય, કોઈ પાતળા હોય, તો કોઈ લાંબા હોય ને કોઈ ઠીંગણાએ હોય. એમાં તને હસવું શું આવે છે?

**કેશવલાલ**—હવે જાણી તારી શેખી? એવાને સઘળા લોક હસે છે. તે દિવસે બહેરાની આસપાસ ફળીઆમાં કેટલા લોકો ભેગા થયા હતા, તે વીસરી ગયો કે શું? કોઈ તેને કંઈ કહેતા ને કોઈ કંઈ. જ્યારે તે બહેરો સાંભળી શકતો નહિ, ત્યારે સઘળાને કેવું હસવુ આવતુ હતું?

**મોતીલાલ**—એ બધું ખરૂં, પણ તું વિચાર કરશે તો જણાશે, કે આપણે કોઈનામાં કંઈ ખોડ જોઈ તેની મજાક કરવી એ વાજબી નથી. જો મારા કહેવાથી તારી ખાતરી થતી ન હોય, તો આજે નિશાળમાં મહેતાજી સાહેબને આપણે એ વિષે પૂછીશું. મને તો એમજ લાગે છે, કે મહેતાજી સાહેબ મારા કહેવા પ્રમાણેજ કહેશે.

પછી કેશવલાલ તથા **મો**તીલાલ બેઉ સાથે નિશાળે ગયા. કેશવલાલ મહેતાજીને પૂછવાને બહુજ આતુર હતો. એને એમ લાગ્યું હતું ખરૂં, કે મોતીલાલ કહે છે તે સત્ય છે, તોપણ તે શા કારણથી બીજાની ખોડ માટે હસવાની ના કહેતો હતો, તે હજી તે જાણતો ન હતો. નિશાળનો વખત થયો, એટલે મહેતાજી પધાર્યા ને સઘળા શિષ્યોએ ઉભા થઈ સલામ કરી. જ્યારે મહેતાજી ખુરસી ઉપર બેઠા, ત્યારે સૌ પોતપોતાની જગાએ બેઠા. પછી તરતજ કેશવલાલે મહેતાજીને પૂછ્યું, કે સાહેબ, બીજાની ખોડ જોઈ તેની મશ્કરી કેમ ન કરવી, તે આપ અમને સમજાવશો ?

**મહેતાજી**—કેશવલાલ, તમે આ પ્રશ્ન કીધો તે સારૂં થયું. આજે હું અહીં શાળામાં આવતો હતો, તે વેળા રસ્તે એક બિચારા લુલાને લોકો કાયર કરતા હતા ને હસતા હતા, તે જોઇને મને લોકોની મૂર્ખાઈ કેટલી છે, તેનો સહેજ વિચાર રમાવ્યો. ખરેખર આપણે કોઈની ખોડ માટે તેની હાંસી કરવી ન જોઇએ. જો એમ કરીએ, તો અન્યાય કીધો કહેવાય.

**કેશવલાલ**—સાહેબ એમાં અન્યાય શો થયો ?

**મહેતાજી**—જુઓ ભાઇઓ, માણસ ઠીંગણો, લુલો, લંગડો, કાણો, બાડો કે આંધળો હોય, મુગો હોય કે બહેરો હોય, તેમાં તેનો શો દોષ ? આપણા અવયવોનો કરનાર ઈશ્વર છે. એમાં આપણું કંઈ ચલણ નથી. હવે જો આપણે જેમાં જેનું ચલણ નહિ, તેમાં તેનો દોષ કાઢીને તેને હંસી કાઢીએ, તો આપણે અન્યાય કીધો કહેવાય કે નહિ ? તમે સહેજ વિચાર કરશો તો જણાશે, કે આપણને તેમ કરવાનો કંઈ હક્ક નથી.

વળી આપણા શરીરમાં જે ખોડખાંપણ હોય, અથવા આપણી બુદ્ધિની ખામી હોય, તે માટે આપણે દીલગીર થવાની પણ જરૂર નથી. કેમકે તે આપણી નહિ પણ પ્રભુની કૃતિ છે. શરીરની રચના, રૂપ, રંગ, બુદ્ધિ, એ સૌ પ્રભુ આપે છે. એથી તે માટે જો કોઈ મજાક કરે, તો તે ઈશ્વરની મજાક કર્યા જેવું કરે છે. પણ જે વાતમાં આપણું ચલણ છે, અને તેમાં જો કંઈ દોષ હોય, તો આપણે શરમાવું જોઇએ, અને તે ખામી દૂર કરવાને કોશીશ કરવી જોઇએ.

મહેતાજીનું આ ભાષણ સાંભળી કેશવલાલની ખાતરી થઈ, કે કોઈની શરીરની ખોડ કે બુદ્ધિની ખામી જોઈ તેની મજાક કરવી એ ખોટું છે. તેણે તે દહાડેથી એવી મજાક કરવાની ટેવ છોડી દીધી.

---

કૃતિ—કરેલું તે; કાર્ય.
પરવો—બેડોળ.
શેખી—પતરાજ.
સંપૂર્ણ—પુરેપુરૂં.

---

## પાઠ ૩૪. જમાઈઓને શુળી પર ચઢાવવા વિષે.

દિલ્હીના અકબર પાદશાહ પાસે બીરબલ નામે એક ચતુર ને વિનોદી પ્રધાન હતો, તે વિષે તમે વાંચી ગયા છો. એ બીરબલનું મૂળ નામ શિવદાસ હતું. તે કુળવાન પણ ગરીબ ઘરનો અને ઘણો હાજરજવાબી હતો. પાદશાહ કોઈ વેળા ગુસ્સામાં કે વિનોદમાં ગેરવાજબી હુકમ કરતો, તે બીરબલ પોતાની હોશિઆરીથી ફેરવાવતો. એની ચતુરાઈ જોઈ પાદશાહ એના પર ઘણો રાજી રહેતો.

એક દહાડો પાદશાહ પોતાના જમાઈ ઉપર ઘણો ગુસ્સે થયો, અને બીરબલને એવો હુકમ કીધો, કે શહેરમાં જેટલા જમાઈ હોય, તે બધાને એકદમ શુળી પર ચઢાવી દો. એ વાતની શહેરમાં ખબર પડતાં લોકોમાં ઘણો ગભરાટ ફેલાયો. જેને જેને જમાઈ હતા, તે દરેક જણ બીરબલ પાસે જઈ વિનંતી કરવા લાગ્યા, કે મારા જમાઈને બચાવો. બીરબલે તે બધાને ધીરજ આપી વિદાય કર્યા.

બીજે દહાડે પાદશાહે બીરબલને બોલાવી પૂછ્યું, કે મારા હુકમ પ્રમાણે જમાઇઓને ક્યારે શુળીએ ચઢાવીશ ? બીરબલે કહ્યું,

જહાંપનાહ, શહેરમાં જમાઈ અસંખ્ય છે, તે સર્વને મારવા શુળીઓ તૈયાર થાય છે. આઠ દિવસમાં તે બધી તૈયાર થશે, એટલે નામદારને ખબર આપીશ.

આઠ દહાડા વીત્યા બાદ બીરબલ પાદશાહ પાસે જઇને બોલ્યો, કે સરકાર બધી શુળીઓ તયાર થઈ છે, અને જમાઇઓ હાજર છે. તેમને હું શુળી પર ચઢાવું, તે પહેલાં આપ પધારી શુળીઓ જોઈ જાઓ. તે ઉપરથી પાદશાહ જ્યાં શુળીઓ ખડકી હતી ત્યાં ગયા. જઇને જુએ છે તો શુળીનો એક મોટો ડુંગર જેટલો ઢગલો દીઠો. તેમાં તેણે કેટલીક લોઢાની, કેટલીક પિત્તળની, કેટલીક તાંબાની અને થોડીક ચાંદીની, એમ જુદી જુદી ધાતુની શુળીઓ જોઈ. તે ઢગલાની પાસે એક સોનાની શુળી પણ પાદશાહે દીઠી. તે જોઈ પાદશાહે પૂછ્યું, બોલ બીરબલ, આ જુદી જુદી ધાતુની શુળીઓ કેમ કરાવી છે?

બીરબલે જવાબ આપ્યો કે સરકાર, આ લોઢાની શુળી ગરીબોના જમાઈઓ માટે, પેલી પિત્તળની મધ્યમ વર્ગના લોકના જમાઈઓ માટે, તાંબાની શુળીઓ તેથી ઉંચા દરજ્જાવાળાના જમાઇઓને માટે, અને આ ચાંદીની સરદાર વર્ગના જમાઇઓને માટે છે. પાદશાહ વચમાં બોલી ઊઠ્યો, વારૂ, આ સોનાની શુળી કોને વાસ્તે છે? બીરબલ ખંચાતો ખંચાતો બોલ્યો, નામદાર હું મારા સસરાનો જમાઈ થાઉં, તેથી મારે માટે તો પેલી ચાંદીની શુળી છે. પરંતુ આપ પણ આપના સસરાના જમાઈ ખરા કેની? એમ છે તો એ શુળી પર ખુદ નામદારની સવારી ચઢે, તે માટે તે સોનાની કરાવી છે. બંદેનવાજ બેઅદબી માફ કરશો.

આ સાંભળીને પાદશાહ તો સડક થઈ ગયો. તેણે મનમાં વિચાર્યું જે આ હુકમ તો મને પણ લાગું પડશે અને મારો પણ જાન જશે. એમ સમજી પાદશાહે તત્કાળ હુકમ રદ કર્યો, ને બીરબલને ઘણી શાબાશી આપી.

---

જહાંપનાહ—દુનીઆનું રક્ષણ કરનાર; પાદશાહ.
બેઅદબી—અવિવેક.
વિનોદી—આનંદી.
સડક—દીંગ.

# પાઠ ૩૯. ઇલાકાની મુખ્ય વસ્તી અને તેના રીતરિવાજો વગેરે.

આપણા ઇલાકાની મુખ્ય વસ્તી હિંદુ, પારસી તથા મુસલમાનની છે. વળી ઇલાકાના ભાગો પ્રમાણે હિંદુઓના કાનડી, દક્ષિણી, ગુજરાતી, કાઠિઆવાડી, કચ્છી અને સિંધી એટલા વર્ગ પાડી શકાય. તેમજ મુસલમાનમાં પંથ પ્રમાણે સીઆ અને સુન્ની એવા બે ભાગ છે. ચહેરાથી, પહેરવેશથી, રીતરિવાજથી અને બોલીચાલીથી ઉપર કહેલી ત્રણ મુખ્ય જાતો તરત પરખાઈ આવે છે.

આ દરેક મુખ્ય જાતના રીતરિવાજો ઘણુંકરીને પોતાના ધર્મને અનુસરતા છે. અસલ હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર વર્ણ હતા. પણ હાલમાં તે ચારે વર્ણમાં ગામ અને ધંધાને લઈ એટલી બધી નાતો થઈ ગઈ છે, કે તે દરેક નાતના રીતરિવાજ જોવા બેસીએ તો પાર આવે નહિ.

હિંદુઓ દાઢી રાખતા નથી, માથું બોડાવે છે અને ચોટલી રાખે છે. પારસીઓમાં માથે વાળ, કાન આગળ જુલફા અને દાઢી રાખવાનો ચાલ ઘણુંકરીને હોય છે. મુસલમાનો દાઢી રાખે છે અને કેટલાક માથું સાફ બોડાવે છે.

ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ તથા દકખણનાં હિંદુઓમાં ભાયડાઓ ધોતીઆં ને પાઘડી પહેરે છે. કાનડીઓ માથે રૂમાલ બાંધે છે, અને તેનું જોઈ કેટલાક દક્ષિણીઓ પણ હાલ તે બાંધવા લાગ્યા છે. કાઠિઆવાડ અને કચ્છમાં રજપુતો અને એવા બીજા લોકોમાં ચોરણા પહેરવાનો, કંમરે ભેટ બાંધવાનો અને માથે ફેંટા વીટવાનો ચાલ છે. સિંધમાં ઇજાર પહેરે છે અને માથે ઉભી ગોળ પાઘડી ઘાલે છે. ગુજરાતી સ્ત્રીઓ જમણી મેરથી અને દક્ષિણી તથા કાનડી બાયડીઓ, ડાબી મેરથી લુગડું પહેરે છે. કાઠિઆવાડ, કચ્છ અને સિંધમાં ઘણી વર્ણનાં બૈરાં ઘાઘરા પહેરે છે, તથા ઓઢણું ઓઢે છે ગુજરાતમાં

બૈરાં માથાનો છેડો આડો કરીને તથા કાઠિઆવાડ અને કચ્છમાં મોઢું ઢાંકી દઈને લાજ કાઢે છે. દકખણમાં તથા કાનડામાં તો બૈરાં ઉઘાડે માથે ફરે છે. સિંધમાં ઉંચી વર્ણનાં બૈરાં પડદે રહે છે.

પારસીઓમાં પુરૂષો સુરવાલ પહેરે છે, અને માથે ઉભી પાઘડી ઘાલે છે. સ્ત્રીપુરૂષો બેઉ સદરો પહેરે છે ને ઉપર કસ્તી બાંધે છે. પારસી સ્ત્રીઓ ગુજરાતી સ્ત્રીઓની પેઠે સાડી પહેરે છે ને માથું બાંધે છે.

મુસલમાનોમાં સ્ત્રીપુરૂષો ઇજાર પહેરે છે. પુરૂષો અંગરખા પહેરે છે અને ડાબી તરફ કસ રાખે છે. સ્ત્રીઓ માથું ઢાંકી રાખે છે અને ઘણુંકરીને પડદે રહે છે.

બધા હિંદુઓમાં નાત બહાર કન્યા આપવાનો રિવાજ નથી. ઘણીખરી નાતમાં એક ઉપર બીજી કન્યા પરણતા નથી. બધામાં લગ્ન હાથેવાળે થાય છે, પણ રજપુતોમાં કોઈ વખત ખાંડું મોકલવાનો રિવાજ છે. ઉંચી વર્ણના હિંદુઓમાં વિધવા સ્ત્રીને ફરી પરણવાનો રિવાજ નથી. જો કોઈ સ્ત્રી પુનર્લગ્ન કરે તો તેને નાત બહાર મૂકે છે. ગુજરાતમાં છેક હલકી વર્ણો દારૂ માંસ વાપરે છે. સિંધમાં બ્રાહ્મણો અને દકખણ ને કાનડામાં બ્રાહ્મણ વાણીઆ સિવાય બીજા બધાને તે ખપે છે.

પારસી લોકોમાં ઘણુંખરૂં હિંદુઓની પેઠે લગ્ન કરે છે. તેમનામાં એક ઉપર બીજી સ્ત્રી કરતા નથી, પણ વિધવા સ્ત્રીને ફરીને પરણવાની છૂટ હોય છે. એ લોકમાં ગાય સિવાયની માટી કે દારૂ વાપરવાનો બાધ નથી. મુસલમાનો એક કરતાં વધારે સ્ત્રી પરણી શકે છે, અને ધણીના મરણ કેડે સ્ત્રીને બીજો ધણી કરવાની છૂટ છે. મુસલમાનો દારૂ પીવામાં બાધ ગણે છે ને માંસ વાપરે છે.

ગુજરાત ને કાઠિઆવાડના હિંદુઓ સિવાય બીજી કોઈ પણ વર્ણમાં મરણ પાછળ કૂટવાનો અને મોટો ખરચ કરવાનો રિવાજ નથી. હિંદુઓ શબને બાળે છે, પારસીઓ સગડીમાં મૂકે છે અને મુસલમાનો દાટે છે.

કહેવત છે કે बार गाउए बोली बदलाय, તે સાધારણ રીતે ખરૂં છે. જેમ જેમ અંતર વધતું જાય છે, તેમ તેમ બોલીમાં વધારે ફેર પડતો જાય છે. એ કારણથી ઇલાકાના જુદા જુદા લોકની બોલીમાં ઘણો ફેર જોવામાં આવે છે. પારસીઓની બોલી ગુજરાતી છે, પણ મુસલમાનની તથા સિંધ વગેરે જુદા જુદા પ્રાંતના લોકોની બોલી ગુજરાતીથી જુદી છે. આપણે જેને રોટલી કહીએ છીએ, તેને મુસલમાનો, સિંધી અને કચ્છી રોટી, દક્ષિણીઓ ભાકર અને કાનડી લોકો ભક્કર કહે છે.

---

| | |
|---|---|
| ખાંડું—કન્યાને માંડવે વરરાજા ન જતાં એ ધારવાળી તરવાર મોકલવામાં આવે છે તે. | માટી—માંસ.<br>હાથેવાળો—વર કન્યાના હાથે હાથ મેળવીને. |

---

## पाठ ३६. विश्वामित्र अने वासिष्ठ.

અસલના વારામાં હિંદુસ્તાનમાં મોટા મોટા ઋષિઓ થઈ ગયા, તેમાં વસિષ્ઠ તથા વિશ્વામિત્રનાં નામ ઘણાં જાણીતાં છે. વસિષ્ઠ બ્રાહ્મણ કુળમાં જનમેલા હતા અને અયોધ્યાના રાજાઓના કુળગુરૂ હતા. વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય હતા, અને કાન્યકુબ્જ એટલે કનોજમાં રાજ કરતા હતા. એક વખતે તેઓ મોટા સૈન્ય સાથે મૃગયા રમવાને નીકળ્યા. રસ્તામાં વસિષ્ટ ઋષિનો આશ્રમ આવ્યો, તે જોઈ ઋષિના દર્શન કરવાને ગયા. ઋષિએ રાજાને સારો આવકાર દીધો, અને તેમને તથા તેમના આખા સૈન્યને ઘણી વાંનીનું ઉત્તમ ભોજન કરાવ્યું. રાજમહેલમાં કદી ન મળે એવી વસ્તુઓ વસિષ્ઠની નાની સરખી ઝુંપડીમાંથી નીકળતી જોઈ વિશ્વામિત્ર ઘણું આશ્ચર્ય પામ્યા. તપાસ કરતાં તેમને માલમ પડ્યું કે ઋષિ પાસે નંદિની' નામે ગાય છે તે કામધેનુ છે. એ ઉપરથી વિશ્વામિત્રે તેને લઈ જવાની માગણી કરી. ઋષિએ કહ્યું, કે જો નંદિની આવતી હોય, તો ભલે લઈ જાઓ. ગાયને છોડીને લઈ જવા માંડી, પરંતુ તે એક ડગલું પણ

ડગી નહિ. પછી તેને બળાત્કારે લઈ જવાનો ઠરાવ કર્યો. નંદિનાને બાંધવા જાય છે કે હથિઆરબંધ અગણિત વીરો પેદા થયા, તેમણે વિશ્વામિત્રનાં બધાં માણસો મારી નાખ્યાં. આથી વિશ્વામિત્ર ઘણા ઝંખવાઈ ગયા, અને ગાયને પડતી મૂકીને ત્યાંથી ચાલ્યા ગયા.



હવે વિશ્વામિત્રને લાગ્યું કે ઋષિના તપોબળ આગળ ક્ષત્રિયનું રાજબળ કંઈ વિસાતમાં નથી, માટે ઋષિની પદવી મેળવવી. એ વિચારથી તેમણે રાજપાટ છોડી દીધું, અને હિમાલય પર્વત પર જઈ મોટું તપ કરવા માંડ્યું. એમનું ભારે તપ જોઈ દેવો બીધા કે એ સ્વર્ગને ડોલાવશે, અને ઇંદ્રને ચિંતા થઈ કે મારૂં સ્વર્ગનું રાજ પડાવી લેશે. એ ઉપરથી ઇંદ્રે ભૂલથાપ આપી એમના તપનો ભંગ કરવાની તજવીજ કરવા માંડી. વિશ્વામિત્ર કોઈ વાર ભૂલતા ને તપનો ભંગ

થતો, તો ફરીને તપ કરવા બેસતા. એ પ્રમાણે તેમણે ઘણાં વરસ સુધી ભારે તપ કર્યું, તેથી દેવતાઓએ રાજી થઈ તેમને બ્રહ્મર્ષિની પદવી આપી.

હવેએ વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ બનાવ્યા ખરા, પણ વસિષ્ઠ તેમને રાજર્ષિ કહી બોલાવતા. તપ કરી આવ્યા પછી એક દહાડો અયોધ્યાના રાજાની રાજસભામાં વિશ્વામિત્ર જઈ ચઢ્યા. ત્યાં આવો રાજર્ષિ, એમ કહી વસિષ્ઠે તેમને આવકાર દીધો. આથી વસિષ્ઠ ઉપર તે ઘણા ગુસ્સે થયા, અને તેમને હેરાન કરવા લાગ્યા. વસિષ્ઠ ધીરજ રાખી બધું સાંખી રહેતા.

એક દહાડો વિશ્વામિત્રે વસિષ્ઠને ઘેર જઈ તેમની પાસે બળાત્કારે બ્રહ્મર્ષિ કહેવડાવવા ધાર્યું. એ ઉપરથી તેઓ વસિષ્ઠને આશ્રમે ગયા, ને લાગ જોઇને અંદર જવાના વિચારથી એક ખુણે છુપાઇને ઉભા. તે વેળા વસિષ્ઠની સ્ત્રી અરૂંધતી ચંદ્રનો પ્રકાશ જોઈ પોતાના ધણીને પૂછવા લાગ્યાં, કે આવું કોઇનું નિર્મળ તપ હશે? વસિષ્ઠે ઉત્તર વાળ્યો કે વિશ્વામિત્રનુંજ. આ સાંભળી વિશ્વામિત્ર તરતજ ક્રોધ કાઢી નાખી તથા માન છોડી દઈ વસિષ્ઠ કને જઈ તેમને પગે પડ્યા. તે વેળા અહો બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર! એવાં વચન વસિષ્ઠના મોઢામાંથી નીકળ્યાં. તે દિવસથી વિશ્વામિત્ર રાજર્ષિ મટી ખરા બ્રહ્મર્ષિ થયા.

ઉપલી કથા પરથી સંમજવાનું એ છે, કે ભારે શ્રમ કરવાથી મોટી સિદ્ધિ મળે છે, અને જયાં લગી ક્રોધ ને માન હોય છે, ત્યાં લગી કોઇનામાં ખરેખરો ઉંચો ગુણ આવતો નથી.

---

ઝંખવાઈ ગયા—ફીકા પડી ગયા.
તપોબળ—તપ વડે જે શક્તિ મળે છે તે.
બ્રહ્મર્ષિ—બ્રહ્મ કે પરમાત્માને ઓળખનાર ઋષિ.
ભંગ—નાશ.
મૃગયા—શિકાર.
સિદ્ધિ—મેળવવાને મુશકેલ એવી વસ્તુ કે શક્તિ.

---

## પાઠ ૩૭. હીંમતથી મુશકેલી ખસેડવા વિષે.

કોઈ મોટું કામ કરવું હોય તો ધીરજ રાખવી, અને વિઘ્ન આવી પડે તેથી ડરવું નહિ. હીંમતવાન માણસ કદી હીંમત હારતો નથી.

તે તો જે કામ હાથ પર લે છે, તે પુરૂં થતાં સુધી કદી છોડતો નથી. જે માણસ કોઈ કામ આરંભી મુશકેલીથી ડરી જઈ તેને છોડી દે છે, તે કાયર કે બાયલો કહેવાય છે. જે લોકોએ મોટાં મોટાં કામો કરી પોતાનું નામ અમર કર્યું છે, તે બધાએ સંકટની પરવા કરી નથી, અને પોતે માથે લીધેલું કામ થોડે કે ઘણે કાળે પણ પાર ઉતાર્યું છે.

**શિવાજી** એક જાગીરદારનો છોકરો હતો. તેનામાં મૂળથી ધીરજ અને આગ્રહનો ગુણ હતો, તેથી તેણે રાજપદ મેળવ્યું. રાજ સ્થાપન કરતાં તેને ઘણી ઘણી અડચણો નડી, પણ તેણે ધીરજ છોડી નહિ, અને જે જે અડચણો આવી તે બધી ધીમે ધીમે ખસેડી. એક વાર **વિજાપુર**ના પાદશાહે તેના બાપને કેદમાં પૂરી તેને ધમકી આપી હતી, કે તું શરણ નહિ થાય તો તારા બાપને ઠાર મારીશ. **શિવાજી**એ વખત વિચારી પાદશાહને શરણે જઈ પોતાના બાપને છોડવ્યો, ને ફરી પાછો રાજ મેળવવાના ઉદ્યમે વળગ્યો. આવી આવી ઘણી મુશકેલીઓ **શિવાજી**ને નડી હતી, પણ તેથી દબાઈ ન જતાં તેણે પોતાનો પ્રયત્ન જારી રાખ્યો, અને છેવટે સ્વતંત્ર રાજ સ્થાપન કરી પોતે માથે લીધેલું કામ પાર પાડ્યું.



ખરા નિશ્ચયવાળો માણસ શું ન કરી શકે? વિલાયતની પાસે **ફ્રાંસ** નામે એક દેશ છે, ત્યાં **લેસેપ્સ** નામે એક ઈંજિનેર હતો. એ માણસે એક એવું ભારે કામ કર્યું છે, કે તેને લીધે વિલાયત ભણીના અને આપણી તરફના બધા દેશોને ઘણો ફાયદો થયો છે. **વિલાયત**થી આપણા દેશ તરફ વહાણમાં બેસીને ટુંકે રસ્તે આવતાં એક ઠેકાણે મોટી સંયોગીભૂમિ હતી, તેથી વહાણો કે

આગબોટો પાધરાં આવી શકતાં ન હતાં. એથી વેપારને તથા મુસાફરોને ઘણી અડચણ નડતી. **લેસેપ્સ** સાહેબે વિચાર્યું, કે આ સંયોગીભૂમિને ખોદી ત્યાં ઉંડી નહેર કરવામાં આવે, તો સઘળી અડચણ દૂર થાય, અને દુનીઆના ઘણા દેશોને સારો ફાયદો થાય. એ ઉપરથી તેણે તે સંયોગીભૂમિ ખોદવાનું કામ હાથમાં લીધું. હવે જે ભૂમિ ખોદવાની હતી, તે ૮૦–૯૦ માઈલ લાંબી હતી. તેમાંથી મોટાં વહાણો ને આગબોટો સહેલાઈથી જઈ શકે એટલી તે પહોળી ને ઉંડી ખોદવાની જરૂર હતી. આવું મહાભારત કામ જેણે માથે લીધું, તે માણસની ધીરજ અને છાતી કેવી હશે, તેનો ખ્યાલ પણ આપણાથી થઈ શકે નહિ. તે વેળા દુનીઆના બીજા ઈજિનેરો તો એમજ કહેતા હતા, કે એ કામ કદી પણ બની શકે એવું નથી. બેશક **લેસેપ્સ** સાહેબને એ કામમાં ઘણાં ઘણાં વિઘ્ન નડ્યાં. કોઈ વાર નાણાંની તો કોઈ વાર મજુર ને કારીગરો સંબંધી ઘણી અડચણો વેઠવી પડી. જેમ જેમ મુશકેલી આવતી ગઈ, તેમ તેમ વિચાર ને હીંમતથી તે તેનો તોડ કાઢતો ગયો. આખરે દશ વરસે ૧૭ કરોડ રૂપીઆના ખરચે તેણે નહેર-ખોદી તૈયાર કીધી, તેથી તેનું નામ અમર થયું છે.

લોકોની દાઝ જાણી જેણે ઘણાં સંકટો વેઠી તેમનાં દુઃખ ફેડ્યાં છે, તેવા પુરૂષોમાં **વિલબરફોર્સનું** નામ સૌથી આગળ પડતું છે. **વિલબરફોર્સ** વિલાયતમાં સને ૧૭૫૯ માં જનમ્યો હતો. તે વેળા સીધી લોકોને ગુલામ કરી તેમની પાસે સખત મહેનત મજુરી કરાવવાનો ચાલ ઘણાખરા દેશોમાં હતો. વિલાયતમાં પણ કોઈ કોઈ લોકો ગુલામ રાખતા. માણસને ગુલામ તરીકે વેચવાનો અગર વેચાતા લેવાનો ચાલ ઘણો દુષ્ટ છે, એમ **વિલબરફોર્સ** માનતો. એથી તેણે અંગ્રેજી રાજ્યમાંથી ગુલામગીરી બંધ કરાવવાનો પોતાના મન સાથે ઠરાવ કર્યો. તેણે એ ચાલ કાઢી નંખાવવાને ૪૦–૫૦ વરસ સુધી એક સરખો પ્રયત્ન કર્યો. એ કામમાં ગુલામના માલીકોએ ઘણી ઘણી અડચણો નાખી, પણ તેથી ન ડરતાં, તેણે લડત જારી

રાખી, ને છેવટે તેનો પ્રયત્ન સફળ થયો. સને ૧૮૩૩ માં અંગ્રેજી રાજ્યમાંથી ગુલામગીરી બંધ થઈ, અને એક સામટા ૮ લાખ ગુલામો છુટા થઈ ગયા.

| | |
|---|---|
| ગુલામગીરી—ગુલામ કરવાનો રિવાજ. | સફળ થયો—પાર પડ્યો. |
| પરવા—દરકાર. | સીધી—હબસી નામે એક જાતના લોકો. |
| મહાભારત—ઘણું કઠણ. | |

## પાઠ ૩૮. પ્રતાપસિંહ અને તેની પટરાણી.

**રાણી**—રાણાજી, હું આવી ઉભી છું, તોપણ આપ મારી સામે કાં જોતા નથી? શી ચિંતામાં ચિત્ત પરોવાયું છે?

**રાજા**—શાણી રાણી, ચિંતા કોને ન હોય, તે તમે સમજતાં નથી. ડાહ્યા કવિઓ કહે છે કે:—

ચાતક, ચકવા, ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ,
ખર, ઘુવડ ને મુરખ નર, સુખે સૂએ નિજ વાસ.

અરે ચિંતા ઉદાસી હરાયો માલ ખાનાર પાડાને હોતી નથી; પણ જેને પોતાનું વતન રાખવું છે, જેને પોતાના ખાનદાનની આબરૂનું જતન કરવું છે, તેને તો ચિંતા હોયજ. શા વિચારમાં છું તે વિસ્તારી કહેવાની જરૂર નથી. પેલી મારી બંડીના ગુંજામાં એક પત્ર છે તે વાંચી જુઓ.

**રાણી**—(પત્ર વાંચી) મહારાજ, જે દી સ્વપ્નામાં રોજ દેખ્યા કરતી હતી, તે આ આંખે જોવાના આવ્યા! હશે, હરિનું ધાર્યું થશે. જ્યાં સુધી લે આવ્યું નથી, ત્યાં સુધી ચિંતા ને બીક રાખવી કહી છે; પણ તે આવ્યું તો તેનો ઉપાય આકળા થયા વિના કરવો. તો હવે ચિંતા કરવી જવા દો, ને આજ મારી સાથે શેતરંજ ખેલો. કાલ કેવો દી દેખશું, તે દીનાનાથ જાણે.

**પ્રતાપ**—રાણી, હવે શેતરંજ ખેલવાનો છે! લુગડાના પટ ઉપર શેતરંજ ખેલવો ખસતો કરી હવે મેવાડના મેદાનમાં લડા-

ઈનો શેતરંજ રમવાનો છે. તેની ગોઠવણ કેમ કરવી તેમાં મારૂં ચિત્ત લાગેલું છે.

**રાણી**—ભલે, તે ગોઠવણ કરવાને હું ના કહેતી નથી. ક્ષત્રિયો એવા પટ ખેલવાનેજ જનમેલા છે. પણ મહારાજ, શૂરા સઘળી વાતનો લહાવો લે છે અને લેવરાવે છે. તેઓ દુશ્મનને પોતાના શૂરનો અને મિત્રને રમત ગમતનો લહાવો આપવાને કદી ચૂકતા નથી; માટે આજ્ઞા હોય તો શેતરંજ લાવું.

**પ્રતાપ**—ભલે જાઓ, લાવો. પડશે તેવા દેવાશે. પણ રાણી રહો, લવાય છે. હું તમને પૂછું તેનો ઉત્તર દેતાં જાઓ.

**રાણી**—મહારાજ શું પૂછો છો ?

**પ્રતાપ**—એટલુંજ પૂછું છું, કે અમો શત્રુ સામા લડવા જઈએ, તો તમે પોતાના કુંવર અમરને અમારી સાથે મોકલશો કે નહિ ? જુદ્ધ જોવાની તેની હઠ આજ દરબારમાં પત્ર વંચાયો ત્યારની થઈ છે.

**રાણી**—રાણાજી, એ કુંવર આપનો છે, આપનો દાવો પહેલો અને પછી મારો. અમરે રણવાસમાં પડ્યા રહેવાને જનમ લીધો નથી, પણ રણસંગ્રામમાં જવા માટેજ લીધો છે. પણ હજી એને નવમું વરસ પુરૂં થયું નથી, ને એને લઈ જઈ શું કરશો ?

**પ્રતાપ**—સિંહણનું દૂધ ધાવેલાને વરસ, માસ કે દિવસનું વય ગણવાની જરૂર નથી. મેં એને પાંચ સાત વાર શિકારમાં સાથે લીધેલો ત્યાં એનું પાણી જોયું છે. નાસતે ઘોડે દોડતા શિકારને બાણ મારવામાં એની ચોટ ભાગ્યેજ ખાલી ગઈ હશે.

**રાણી**—મહારાજ, એ ખરૂં, પણ બાળક તે બાળક. તેની સમજ કાચી. વાછરડો ખીલાને જોરેજ કૂદે. પણ ખીલાનું ઠેકાણું ન હોય ને કૂદવા જાય, તો વખતે ઉછળી ઉંડા ખાડામાં પડે. તેમ શિકારની વાત જુદી છે, ને રણસંગ્રામની વાત જુદી છે.

**પ્રતાપ**—શિકારનો ખેલ સહેલો નથી. મલોટાયા વિના તે

ખેલાતો નથી. તેમ રણનો ખેલ જોયા વિના રાજપુત્રને આવડતો નથી; માટે એ વિદ્યા ભણવી જોઇએ. નિશાળ જોયા વિના કેમ ભણાય છે તે આવડે નહિ; માટે કુંવરને મોકલવા પડશે.

**રાણી**—જ્યાં પિતાની પુત્રને નિશાળે મૂકવાની ઇચ્છા છે, તો ત્યાં એવી કોણ અભાગણી સ્ત્રી હશે કે ખાળો કરશે? મહારાજ, સુખેથી અમરને આપની હારે લઈ જજો; પણ પોતે જુદ્ધનો જશ લેવાના લોભમાં કુંવર ભણી જીવ રાખવો ભૂલશો મા. સિંહનું બાળક વયમાં આવતાં વેરીઓનાં કાળજાં ફાડે એવું પ્રભુ કરશે તો થશે.

**પ્રતાપ**—રાણી, તમારાં વેણ સાંભળી મારો સંતાપ શમી ગયો. હવે જાઓ, સુખે શેતરંજ લાવો.

**પ્રતાપ નાટક.**

(થોડા ફેરફાર સાથે).

---

ખર—ગધેડો.
દીનોનાથ—ગરીબનો બેલી; પરમેશ્વર.
પટ—કકડો; દાવખેલ.
પલોટાવું—મહાવરો થવો.
પ્રતિદિન—દરરોજ.
રણસંગ્રામ—લડાઈનું મેદાન.
લહાવો—ઓરીઓ.
વિલાસ—સુખ આનંદ ભોગવવા તે.
વિસ્તારી—લંબાવી.
શેતરંજ—બુદ્ધિબળની રમત.

---

## पाठ ३९. स्वदेशप्रीति.

### भुजंगी छंद.

भली भार्त भूमि विषे रोज रे'तो,
हशे को बिचारो नथी जेह के'तो;
"भलो देश मारो भली भोम मारी,
मने प्राणथी नित्य छे एज प्यारी." १.
हशे मुजी को मारतो भूमि भारे,
नथी देशनी दाझ जेने लगारे;

सदा शुष्क हैयुं रहे वज्र जेवुं,
कशुं केम जाणे नथी लेवुं देवुं. २.

हशे ते कदापि बहु लक्ष्मी वाळो,
वडो वैभवी राजवी ने रुपाळो;
तथापि न तेने विवेकी वखाणे,
भरे पेट ते काग कीडा प्रमाणे. ३.

स्वदेशी वडो देशीनां दुःख टाळे,
हजारो जनोने सदा जेह पाळे;
वळी लोक कल्याणमां लाभ लेखे,
पुरा प्रेमथी कोण तेने न पेखे. ४.

नथी विद्वता वापरी देश दाझे,
नथी वापरी पाई जो लोक लाजे;
नथी काम कीधां स्वदेशाभिमानी,
वृथा जन्म खोयो करी शी कमाणी. ५.

विदेशे वसीने घणो काळ गाळी,
स्वदेशे गयो जे भलो भाग्यशाळी;
वियोगी सगां भूमिने भेटी भावे,
कहो कोणने हर्षनां आंसु नावे. ६.

---

ભોમ—ભૂમિ.
મુગ્ધ—સમજ-ભાન વગરનો.
લખે—ગણે; માને.
વજ્ર—કઠણ.
વિયોગી—છુટાં પડેલાં.
વૃથા—ફોકટ.
શુષ્ક—સુકું.
સ્વદેશાભિમાની—પોતાના દેશનું અભિમાન ધરીને કરેલાં.

---

# पाठ ४०. सूर्य पर चढाई.

અક્કલબાજખાં નામે એક નવાબ હતો. નામનો અક્કલ-બાજખાં, પણ તેનામાં અક્કલનો તો છાંટોએ ન હતો. ગાદી પર બેઠા પછી તે ઉદ્ધત જુવાનીઆઓની સોબતમાં પડ્યો, અને પોતાની મરજીમાં આવે તેમ કરવા લાગ્યો.

અક્કલબાજખાંની કચેરી મહેલથી પૂર્વ દિશામાં હતી. ત્યાં પોતાના બાપના રિવાજ પ્રમાણે તે દરરોજ ૧૦–૧૧ વાગે જતો, અને પાછલા પહોરના પાછો આવતો. એક દિવસ તે કચેરીએ જવા નીકળ્યો, તે વેળા સામે સૂર્યનો તાપ આવતો જોઈ લાલખાં નામે એક હજુરી બોલ્યો, કે આ સૂર્ય જતાં આવતાં બંને વખત આપણી સામે આવે છે, અને આપણને હેરાન કરે છે, માટે એનો કંઈ ઉપાય કરવો જોઇએ. અક્કલબાજખાંએ કહ્યું બરાબર છે. આપણા કારભારીને મોટું લશ્કર લઇને મોકલો, અને એ સૂર્યને કહેવડાવો, કે આમ દૂર દૂર રહીને શું મિજાજ કરે છે. લડવું હોય તો હથિઆર લઇને સામો થા, નહિતો અમારી આગળથી પાછો હઠી જા. જો માને તો તેમ, નહિતો કારભારીને હુકમ કરો, કે એનો મુલક સઘળો પાયમાલ કરી એને કેદ પકડીને આપણા શહેરમાં લાવે. કારભારીએ આ હુકમ મળતાં જાણ્યું કે હવે મોત આવ્યું. પણ તેણે યુક્તિથી કામ લેવા ધાર્યું. મોટું લશ્કર તૈયાર કરી તેણે અરજ કરી કે લશ્કર સઘળું તૈયાર છે, પણ આકાશમાં જવાને આપણી કને કંઈ સાધન નથી. હાલમાં કંપની સરકારના લોકે ઉંચે ઊડવાના સાંચા બનાવ્યા છે, માટે તે મંગાવવાને લગભગ એક લાખ રૂપીઆ જોઇશે. અક્ક-લબાજખાંએ ગુસ્સે થઈ કહ્યું, એક લાખને બદલે બે લાખ જોઇતા હોય તો લો, પણ આમ બહાનાં કેમ બતાવો છો? કારભારી આ રૂપીઆની રકમ તથા લશ્કર લઈ ચાલતો થયો.

કેટલોક વખત વીત્યા બાદ કારભારી લશ્કર સાથે પાછો આવ્યો અને નવાબને કહેવડાવ્યું. અક્કલબાજખાં કચેરી ભરી

આતુરતાથી તેની રાહ જોતો બેઠો હતો, તેને કારભારીએ લશ્કરના પરાક્રમની હકીકત કહી. વળી કહ્યું કે સૂર્યને જીતી કેદ કરી આણ્યો છે, અને તેના છોકરાને ગાદી આપી છે. તેની સાથે એવી શરત કરી લીધી છે, કે તેણે આપ સાહેબને કચેરીમાં જતાં આવતાં કદી પણ સામા આવવું નહિ. પછી નવાબ સાહેબને મહેલથી પશ્ચિમ તરફ આવેલા બાગમાં તેડી જઈ હોજમાં સૂર્યનું પ્રતિબિંબ દેખાડી કહ્યું, કે કેદીને આ હોજમાં પૂર્યો છે. તે કદી નીકળી શકશે નહિ. કારભારીને આ મહાભારત કામ બદલ ભારે ભારે ઇનામ આપ્યાં. વળી સૂર્ય કંઈ દગો કરી હોજમાંથી નાસી ન જાય, માટે ત્યાં સખત પહેરો રાખવો, અને કચેરી પણ ત્યાંજ રાખવી એમ ઠર્યું.

જે બાગમાં હોજ આવેલો હતો તે મહેલથી પશ્ચિમ દિશામાં હતો. ત્યાં નવી કચેરી હોવાથી નવાબ સાહેબ રોજ કચેરીમાં જાય, પણ જતાં કે આવતાં તડકો સામે આવે નહિ. બંને વખત પાછળ રહે. આ પ્રમાણે સૂર્યના પુત્ર જોડે કારભારીએ કરેલી શરતો બરાબર પળાતી જોઈ અક્કલબાજખાં ખશ ખૂશ થઈ ગયો, અને કારભારીને મોટા મોટા ઈલકાબો અને જાગીરો આપ્યાં.

---

આતુરતા—ઇંતેજારી. | ઉદ્ધત—ગમેતેમ ચાલનાર.

---

## પાઠ ૪૧. બળતું ઘર.

એક વાર મધરાતને શુમારે એક શહેરમાં બે સિપાઈ ફેરણી ફરતા એક શેરીમાંથી જતા હતા, તેવામાં એક સુથારના ઘરમાંથી ધુમાડો નીકળતો દીઠો. તે જોઈ પેલા સિપાઇઓએ ઘરનાં બારણાં ખૂબ ઠોકયાં, ને બૂમો પાડી, પણ [illegible] ની કોઇએ જવાબ દીધો નહિ. પણ તેમના ઘાંટાથી શેરીમ [illegible] માણસ જાગી ઊઠયો ને બહાર નીકળ્યો. એ પેલા [illegible] સૌએ મળી વળી ઘણી બૂમો પાડી, ને [illegible] ઘરમાંનું કોઈ જાગ્યું નહિ. ધુમાડો

માંડ્યો, ને ઘરમાં મોટા મોટા ભડકા તથા ફડાફડ અવાજ થવા લાગ્યા. સિપાઈઓ બંબાવાળાને તેડવા દોડ્યા. પેલો ભાઈબંધ એકલો રહ્યો તે નીસરણી લાવ્યો. બળતા ઘરનાં બારીબારણાં સૌ બંધ હતાં, માટે તેણે નીસરણી માંડીને મેડાની એક બારી ભાંગી, ને તે વાટે તે ઓરડામાં કૂદી પડ્યો. ત્યાં તે સુથાર, તેની બાયડી ને એક બાળક પથારીમાં ઊંઘતાં હતાં. આખો ઓરડો ધુમાડેથી છેક ભરાઈ ગયો હતો, તેથી પેલાં સૂતેલાં રૂંધાઇને બેભાન થઈ ગયાં હતાં. પેલા ભાઈબંધે સુથારને બારી કને ઘસડી લઈ જઈ નીસરણી પરથી હેઠ ઉતાર્યો. પછી તેની બાયડીને ઉંચકી નીચે લઈ જઈ તેના વરની પાસે બેસાડી. વળી બીજી વાર બળતામાં જઈ તેના એક બાળકને લાવ્યો.

સુથાર અને તેની વહુને તાજા વાથી જાગૃતિ આવી, તેવાંજ આસપાસ જોઇને બેઉ ગભરાયાં, ને બૂમો પાડી ઊઠ્યાં. છોકરાં, છોકરાં, એમ કહી ગાંડાં જેવાં બારણાં ભણી દોડ્યાં, પણ તે ઉઘડ્યાં નહિ ને ભાંગ્યાંએ નહિ. નીસરણીએ ચઢવા જાય છે તો બારી સળગી હતી. પહેલો માળ તૂટી પડ્યો, બારીઓ ફડફડ ઊડી પડી ને ચારે ગમથી ભડકા બહાર નીકળ્યા. આવો રે આવો, એમ બૂમો પાડી તેઓ પાછાં બેભાન જેવાં થઈ ગયાં. બેભાન થઈ જાય એમાં નવાઈ એ શી! છ છોકરાં ઘરમાં રહેલાં હતાં.

હવે પેલા ભાઈબંધે ચોતરફ ફરીને બળતા ઘરમાં ઉતરવાનો લાગ શોધ્યો. પણ તે જડ્યો નહિ. અંતે તે ઘરના પાછલા ભાગના વાડામાં જવાનો એક માર્ગ જડ્યો. પાડોશીના વાડાની ભીંત વચમાં હતી. તે ઉપર ચઢી ત્યાં ઉતર્યો, એટલે ઉપરના ઓરડામાં છોકરાંને ચીસેચીસ પાડી રડતાં સાંભળ્યાં. ત્યારે તે હરખાઇને બોલ્યો [illegible] ી હજી તો એ જીવતાં રહ્યાં છે. એમ [illegible] ારા પર ચઢ્યો, પણ તે માંહેથી દીધેલી [illegible] રી બારણું નીચે પાડ્યું, તેવાંજ બધાં [illegible] આવ્યાં. બીકથી થરથર ધ્રૂજતાં તેઓ

એક એક ઉપર પડતાં હતાં. તેણે ધીરજ, હીંમત ને યુક્તિથી છ ફેરા ખાઈ એક પછી એક એમ સૌને નીચે વાડામાં ઉતાર્યાં, ને ત્યાંથી બહાર મેદાનમાં લઈ ગયો. એ છોકરાંની ફોઈ તથા તેની દીકરી ઘરમાં હતાં, તેમને પણ તેણે કાઢ્યાં. એ રીતે આ છાતી-વાળા અને દયાળુ પુરૂષે અગિઆર માણસના જીવ અણીશુદ્ધ ઉગાર્યા. જે કોઈ આ ભાઈબંધની પેઠે પોતાનો જીવ જોખમમાં નાખે છે, અને માણસ કે ઢોરના જીવ બચાવે છે, તે ખરો હીંમતવાન, દયાળુ ને પરોપકારી છે.



હવે બંબાવાળા આવી પહોંચ્યા. તેમણે હવામાં બંબાની સૂંઢ મૂકી પાણી છાંટવા માંડ્યું. કેટલાક માણસોએ હારમાં ગોઠવાઈ

જઈ પાડોશમાંના બીજા એક કુવામાંથી પાણી કાઢી છાંટવાનું શરૂ કર્યું. કોઈ કોઈ લોકો આંકડી લઈ આવ્યા હતા, તેમણે બળતા ઘરની આજુબાજુનો કેટલોક ભાગ તોડી પાડી આગને વધતી અટકાવી. એ વખતે ગોટાળો ન થાય, તે માટે બે ચાર માણસોએ સારો બંદોબસ્ત રાખવાનું કામ કરવા માંડ્યું. એ પ્રમાણે મદદ મળી આવવાથી આગ તરત ઓલવાઈ ગઈ.

---

| | |
|---|---|
| અણીશુદ્ધ—વગર ઇજાએ. | રૂંધાઈ—ગુંગળાઈ. |
| જાગૃતિ—ભાનઃ શુદ્ધિ. | |

---

## પાઠ ૪૨. મૃગજળ.

કોઈ કોઈ વાર સુરજના કરડા તાપને લીધે પાધર પ્રદેશ કે રેતીવાળાં મોટાં મેદાન ઘણાં તપે છે, ત્યારે તે ઠેકાણે ઘણો વિચિત્ર દેખાવ નજરે પડે છે. હવાના તપવાથી મેદાનમાં આઘે મોટી નદીઓ કે મોટાં સરોવરો હોય તેવું દીઠામાં આવે છે. એ પાણીનો દેખાવ એવો આબેહુબ હોય છે, કે તરસથી પીડાએલાં હરણ કે બીજાં જનાવરો ખરેખરૂં પાણી જાણી તે તરફ દોડતાં જાય છે. એવા દેખાવને મૃગજળ અથવા ઝાંઝવાનું જળ કહે છે.

ભર ઉનાળામાં ભરૂચ જીલ્લાના કોઈ પણ પાધર પ્રદેશમાં બપોરે ઉભા રહી સાંમી નજર કરતાં દરીઆના ઉછળતા પાણી જેવું કંઈક દૂર દીઠામાં આવે છે. તે એક જાતનો મૃગજળનો ભાસ છે. ખારાઘોડાથી આગળ રેતીના મેદાનમાં પણ એવાંજ ઝાંઝવાનાં જળ જોવામાં આવે છે. જે ઠેકાણે રેતીનાં મોટાં રણ હોય છે, તે ઠેકાણે મૃગજળ વારંવાર નજરે પડે છે, અને ખરેખરી નદી કે સરોવરનો દેખાવ આપે છે; તેથી મુસાફર લોકો છેતરાઇને પાણીની લાલચે તે તરફ ચાલ્યાજ કરે છે. એવે વખતે જે લોકો રણથી ખરા માહીતગાર હોય છે, તેજ ખાતરીથી કહી શકે છે, કે સામે દેખાય છે તે ખરેખરૂં પાણી નથી પણ મૃગજળ છે.

એક મુસાફરે મોટાં રેતીનાં રણોમાં થઇને જતાં ઘણે ઠેકાણે મૃગજળ જોયાં હતાં. એક વેળા તેણે વિચિત્ર તરેહનો દેખાવ જોયો, તેનું વર્ણન તે નીચે પ્રમાણે કરે છે.



અમે રેતીના રણમાં થઇને રોઝેટા નામે એક શહેર તરફ જતા હતા. ચાલતાં ચાલતાં એક ઠેકાણે અમારી આગળ થોડે છેટે મોટું સરોવર જણાયું. તેના પાણીમાં પેલા શહેરના મિનારા, મસીદના ઘુમટ, અને ખજુરીના ઝાડોનો પડછાયો જોવામાં આવ્યો. તે જોઈ મારી ખાતરી થઈ કે એ સરોવરજ છે. એ ઉપરથી મારી સાથે આરબ ભોમીઓ હતો તેને મેં પૂછ્યું, કે પેલા પાણીમાં થઇને આપણે શી રીતે જઈ શકીશું? આરબે ઉત્તર આપ્યો, કે આપણે

જે રસ્તે જઇએ છીએ, તે રસ્તે થઇને રોઝેટે જવાશે. મેં કહ્યું સામે સાફ પાણી જણાય છે, છતાં તું એમ કેમ કહે છે? શું તારો વિચાર અમને બધાને પાણીમાં ડુબાવી દેવાનો છે? એ સાંભળી આરબ હસી પડ્યો અને બોલ્યો, કે શેઠ સાહેબ, જરા ધીમા પડો. આપણે જે રસ્તે ચાલી આવ્યા, તે તરફ પાછી નજર કરો અને જુઓ, ત્યાં રેતીમાં શું દેખાય છે? મેં જોયું તો ત્યાં પણ બધે સરોવર ને તેમાં મિનારા વગેરે દીઠું. તે જોઇને હું તો ચકિતજ થઈ ગયો.

મૃગજળમાં પાણી દેખાય છે એટલુંજ નહિ, પણ કોઈ વાર ઝાડના જેવો દેખાવ પણ નજરે પડે છે. તે ઝાડો જોઈ સુરજના કડકડતા તાપથી પીડાએલો પ્રવાસી તેના છાંયડા તળે જઇને આરામ લેવાની આશા રાખે છે, અને ઉતાવળો ઉતાવળો તે તરફ દોડે છે. અંતે ઝાડવાળી જગાએ જઇને જુએ છે, તો ત્યાં એક નાના છોડવા સિવાય બીજું કંઈ તેની નજરે પડતું નથી. ત્યારે બાપડો મુસાફર નિરાશ થઈ જાય છે, અને થાકેલો પાકેલો તે આગળ ચાલવા માંડે છે.

મૃગજળને લીધે કોઈ કોઈ ઠેકાણે પદાર્થ, પ્રાણી વગેરે હવામાં ઉંધાં લટકતાં માલમ પડે છે. એક મુસાફર લખે છે કે હું એક દેશમાં મોટા મેદાનમાં થઇને જતો હતો, તે ઠેકાણે હવામાં કોઈ વાર ઉંધે માથે તો કોઈ વાર જમીન પર પગ માંડીને ચાલતા બળદો નજરે પડતા હતા. મેદાનમાં આઘે બળદ જતા હોય, તેનો પડછાયો એ પ્રમાણે હવામાં પડે છે, તેથી એવો દેખાવ માલમ પડે છે.

---

| | |
|---|---|
| આબેહુબ—મૂળને પુરેપુરો મળતો. | ભોમીઓ—રસ્તો બતાવનાર. |
| પ્રવાસી—મુસાફર. | માહીતગાર—જાણીતા. |

---

## पाठ ४३. बुद्धिनो महिमा.

કોઈ એક પર્વતની ગુફામાં દુર્દાંત નામે એક સિંહ રહેતો હતો. તે હંમેશાં ઘણા પશુ મારી પોતાનું ગુજરાન ચલાવતો. એક વેળા

સંઘળા પશુઓએ એકઠા થઈ વિચાર કીધો, કે આ સિંહ રોજ નજરમાં આવે તેટલા પશુ મારી ખાય છે, તેને બદલે આપણે મોકલી આપીએ તેટલાંજ જનાવર તે ખાય, એવો તેની સાથે બંદોબસ્ત કરીએ તો ઠીક. એમ કરવાથી ઘણાં જનાવર મરતાં બચશે, અને બધાંની દરરોજની મરવાની બીક મટશે. પછી તેમણે સિંહ કને જઇને પોતાનો ઠરાવ કહ્યો. સિંહે તે વાત કબુલ કીધી. હવે સઘળા પશુઓ હંમેશાં એકેક જનાવર મોકલવા લાગ્યા, તે ખાઇને સિંહ પોતાનું પેટ ભરતો. આ પ્રમાણે કેટલાક દહાડા સુધી ચાલ્યું. પછી એક દિવસ એક ઘરડા કોહલાનો વારો આવ્યો. તે કોહલો ઘણો લુચ્ચો હતો. તેણે વિચાર્યું કે જો કંઈ યુક્તિ કરીશ નહિ, તો આજ મર્યા વગર છુટકોજ નથી. વિચાર કરતાં તેને બચવાનો એક ઉપાય સૂઝી આવ્યો, તેથી તે ઘણો રાજી થયો. પછી વખત ચુકવી તે સિંહની પાસે ગયો. હંમેશના વખત પ્રમાણે કોઈ પ્રાણી ગયું ન હતું, તેથી તે સિંહ ઘણો ક્રોધે ભરાઈ રહ્યો હતો. કોહલાને જોઈ તે ગુસ્સાથી બોલ્યો, અરે કોહલા, તેં કેમ મોડું કીધું? કોહલાએ ઘણી નમ્રતાથી કહ્યું, મહારાજ, મોડું થયું ખરૂં, પણ તેમાં મારો વાંક નથી. હું તો તમારી પાસે દોડતો આવતો હતો, પણ રસ્તામાં એક બીજો સિંહ મળ્યો તેણે મને આંતર્યો. મેં તમારૂં નામ દીધું, પણ મારૂં કહેવું સાંભળે કોણ? તે બોલ્યો, હું સઘળા સિંહનો રાજા છું, તેને છોડીને તું બીજા ગમે તેવા સિંહ પાસે જનાર કોણ? એ ઉપરથી મેં તેને કહ્યું, કે તમે કહો છો તે બધું ખરૂં હશે, પણ એ બધી વાતની મને શી ખબર? મારા સમજવા પ્રમાણે તો આ બધું રાજ દુર્દાંત સિંહનુંજ છે. માટે હું પહેલો તેની કને જઈશ, અને તેની પરવાનગી લઈ તમારી પાસે પાછો આવીશ. પછી તેની પાસે મેં પાછા જવાના સોગન લીધા, ત્યારે તેણે મને છોડયો. આ પ્રમાણે હકીકત છે. હવે તમારે જે કરવું હોય તે કરો.

કોહલાનું આ ભાષણ સાંભળી સિંહને માથાથી પગ સુધી ઝાળ ઊઠી, ને તેની આંખના ડોળા લાલચોળ થઈ ગયા. તે બોલ્યો,

મારૂં અપમાન કરનાર એવો કોણ નાલાયક સિંહ છે? મને અબઘડી તેની પાસે લઈ જા. હું તેની હમણાજ ખબર લઉં છું. કોહલાએ કહ્યું, ઠીક મહારાજ, ચાલો. એમ કહી આગળ કોહલો ને પાછળ સિંહ ચાલતા થયા. જતાં જતાં એક કુઈ આવી. તેની પાસે જઈ કોહલાએ કહ્યું, મહારાજ, આ કુઈમાં તે સિંહ છે. કુઇમાં ડોકીઉં કર્યું, તો માંહે પોતાનાજ જેવો બીજો સિંહ દીઠો. જોતાં વારને તેણે ગુસ્સાથી પોતાના દાંત પીસ્યા. તે પ્રમાણેજ પાણીમાંના સિંહે કર્યું. તે જોઇને પેલા સિંહે ગર્જના કીધી. કુઇમાં ઘોષ થવાથી તેવીજ ગર્જના સામી ઊઠી. તે સાંભળી દુર્દાંત વધારે અકળાયો. તેણે વિચાર્યું જે આ બીજા સિંહ સાથે બાથ ભીડવામાં કંઈ લાભ નથી. એને પગે પડી એનું મન મેળવી લેવું જોઇએ. એ વિચારથી તેણે કુઈમાં કુદકો માર્યો. કુઈમાં પડતાંની સાથે તે ઘણો અકળાયો અને તરવાનું ન ફાવવાથી છેવટ ડૂબી ગયો. સિંહની મૂર્ખાઈ જોઈ કોહલો ખૂબ હસ્યો, અને પોતાનો જીવ બચ્યો, તેથી બહુ રાજી થઈ ઘેર ગયો.

કોહલો પાછો ઘેર આવ્યો, તે જોઈ બીજા પશુઓને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે બધા તેને વીંટળાઈ વળ્યા, અને શો ઉપાય કરી પાછો આવ્યો તે વાત પૂછવા લાગ્યા. તેણે જે વાત બની હતી તે બધી કહી બતાવી. એ સાંભળીને તે સર્વ બોલ્યા, ખરે, બુદ્ધિ આગળ બળ પાણી ભરે છે. પછી કોહલાનાં ઘણાં વખાણ કરી સૌ પોતપોતાને ઘેર ગયા.

---

| | |
|---|---|
| અબઘડી—હમણા ને હમણા. | પાણી ભરે છે—નબળું પડે છે; |
| ઘોષ—સામો અવાજ. | ઉતરતું છે. |

---

## પાઠ ૪૪. પાણીના નળ.

ગામડા ગામમાં રહેતો પ્રાણલાલ નામનો છોકરો તેના બાપ સાથે મોટા શેહરમાં આવી વસ્યો. અહીં તેણે મીઠા પાણીના નળ જોયા, તેથી જન્મારામાં કદી જોએલું નહિ તેવું દીઠાથી તેને નવાઈ

લાગી. આથી તેણે પૂછ્યું. બાપા, આ શેહેરમાં ઠેરઠેર પાણીની ટાંકીઓ તથા નળ છે, તેમાંથી જ્યારે જોઈએ ત્યારે ને જેટલું જોઈએ તેટલું પાણી મળ્યાં કરે છે એ શું? એમાંથી કેટલા બધા લોક પાણી ભરી જાય છે? શું એમાંનું પાણી કદી ખૂટતુંજ નહિ હોય?

**બાપ**—જવલ્લેજ ખૂટે. પણ ઘણુંખરૂં એવી ગોઠવણ હોય છે કે ન ખૂટે. કાલે આપણી પાડોશમાં નળ લીધો, તે તેં જોયું કે નહિ?

**પ્રાણુલાલ**—હા બાપા. મજુરોએ આવી તીકમે કરીને સડક ખોદી, એટલે એકાદ ફૂટ પહોળું લોઢાનું ભુંગળું નીકળ્યું. એમાં છીણી વતી કાણું પાડ્યું, એટલે બધે પાણીજ પાણી થઈ રહ્યું. બાપા, મજુરો પાસે ટોપલી ભરી ઓજારો હતાં. તેમાંથી એક પેચ પાડવાનું ઓજાર લઈ નળીએ પેચ પાડયો. પછી તે પેચ કાણામાં બેસાડી ત્યાં સકાવો મૂકયો. આમ કરવાનું કારણ તેણે એવું બતાવ્યું, કે ઘરધણીને પાણી ન લેવું હોય, ત્યારે આ સકાવો બંધ કરવામાં આવે છે. પછી તેને જરૂર જણાઈ તેમ તેણે કોઈ કાટખુણાના આકારની, તો કોઈ ઉભા ટીલાના આકારની, ને કોઈ સીધી એમ જુદા જુદા ઘાટની નળીઓ લીધી, ને છેડે સણ વીંટીને તથા સફેતો ચોપડીને એકની અંદર બીજી બેસાડી. આમ ઘરમાં નીચે તથા ઉપર નળી મૂકી ને બાજુએ ખીલા મારી તે ખસે નહિ એમ સજ્જડ કીધી. પછી છેડા પર ટોટી બેસાડી પેચ ફેરવ્યો, એટલે પાણી દડદડ પડવા માંડ્યું. પણ બાપા, એ નળ કયાંથી આવતો હશે?

**બાપ**—મોટા શહેરમાં મીઠું પાણી પુરૂં પાડવાને સરકાર કે શહેરનું સુધરાઈખાતું મોટે ખરચે તળાવો, ટાંકીઓ અથવા નહેરો બાંધે છે. તેમાંથી નળ વાટે વસ્તીને તથા ખેતીને પાણી પુરૂં પાડે છે. જ્યાં તળાવની કે નહેરની સગવડ નથી હોતી, ત્યાં નદીમાં જે સ્થળે ભરતીનાં પાણી પહોંચી વળતાં ન હોય, ને પાણી બારે માસ મીઠાં રહેતાં હોય, ત્યાં કુવા ગાળે છે. અહીં ઉંચી ને જંગી ટાંકીઓ બાંધી વરાળયંત્ર વડે કુવામાંથી પાણી ખેંચી તે ભરે છે. તળાવ

અથવા ટાંકીના નીચલા ભાગ પર બે ત્રણ ફૂટ પહોળો નળ ગોઠવે છે. એની સાથે એનાથી સાંકડો ને તેની સાથે વળી તેથી સાંકડો, એમ સહેજ સહેજ ઉતરતા નળ જોડી પાણી ફૂટે નહિ, તે માટે સાંધાઓમાં સીસાનો રસ રેડે છે. આમ છેક શહેર સુધી નળ મૂકતા આવે છે, ને ત્યાં રસ્તા પર તેં કાલે જોયો તેવડા સાંકડા નળ હોય છે. એની સાથે ઘરમાં આપવાની અર્ધા, પોણા કે એક ઈંચ પહોળી નળીનું જોડાણ કરે છે, ને તેથી છેક તળાવ અથવા ટાંકીમાંથી ઘેર બેઠાં પાણી મળે છે. નળ નથી હોતા તો કુવામાંથી પાણી ખેંચતાં ઘણી મહેનત, મજુરી ને આપદા પડે છે.

**પ્રાણલાલ**—બાપા, પાણી માળે શી રીતે ચઢતું હશે?

**બાપ**—પાણીનો એવો નિયમ છે, કે જેટલે ઉંચેથી તે આવે, તેટલે ઉંચે તે ચઢે છે. એ નિયમને લીધે ફુવારાનું પાણી ઉંચું ઊડે છે, ને શહેરમાં પાણી માળે ચઢે છે. ધારો કે શહેરમાં ઘણામાં ઘણું ૫૦ ફૂટ ઉંચા માળ પર પાણી ચઢાવવું છે. ત્યારે જે તળાવ કે ટાંકીમાંથી પાણી લાવવું હોય, તેની અને તેમાંના પાણીની ઉંચાઈ ભેગી મળીને ૫૦ ફૂટ હોવી જોઈએ. ભાઈ, જ્યારથી આ શહેરમાં પાણીના નળ આવ્યા છે, ત્યારથી લોકોને ચોકખું ને પૂરતું પાણી મળે છે, તથા રોગનું ને આગનું જોર નરમ થયું છે. એ નવી ગોઠવણ જોઈને આ જમાનાની હુન્નરકળા ને વિદ્યાએ આપણા ઉપર કેટલો ઉપકાર કર્યો છે તેનો બોધ થાય છે.

| | |
|---|---|
| જંગી—ઘણી મોટી. | જવલ્લે—ભાગ્યેજ. |
| જન્મારો—જીંદગી. | સકાવો—પેચ. |
| જમાનો—લાંબો વખત; જુગ. | સુધરાઈખાતું—મ્યુનિસિપાલિટી. |

## પાઠ ૪૯. પાણી તથા દૂધ ચોક્ખાં રાખવા વિષે.

એક ગામમાં મરણનું પ્રમાણ વધતું જતું જોઇને સરકારે સુખાકારીખાતાના વડા અમલદારને તપાસ કરવા મોકલ્યો. તેણે તે ગામે જઈ જોયું; તો લોકોની તંદુરસ્તી બગાડવાનાં સબળ કારણો

તેની નજરે પડ્યાં. તેણે ગામના લોકોને ભેગા કરી પૂછ્યું, તમારા ગામમાં આસપાસના ગામો કરતાં બિમારી વધારે છે, તેનું કારણ કોઈ કહી શકશે? સાંભળો, આ ગામમાં કેટલાક મરડો, સંઘરણી કે મોટા તાવથી પીડાતા હશે, તો કેટલાકને અન્ન પર અભાવ અને પેટમાં મધુરૂં મધુરૂં દુઃખ કે પાતળો ઝાડો થતો હશે. બોલો, આવા રોગથી લોક પીડાય છે કે નહિ? લોકો બોલ્યા, સાહેબ, આપે ખરી વાત કહી. અમારા ગામમાં આટલો બધો મંદવાડ ચાલવાનું શું કારણ હશે? સાહેબ ગુજરાતી સારૂં બોલી જાણતા હતા, અને તેમને ભાષણ કરવાનો શોખ હતો, તેથી તેમણે નીચે પ્રમાણે કહી ખુલાસો કીધો.

પટેલ, મુખી અને બીજા ગૃહસ્થો:—હું તમને બધાને આજે ભેગા થએલા જોઈ ઘણો ખુશી થાઉં છું. તમારામાંના જે લોકો ખાટલે પડેલા છે, અને તેથી અહીં આવી શકયા નથી, તેમને માટે મને ઘણી લાગણી થાય છે. ઈશ્વરકૃપાથી તેમજ તમારી ચાકરી બરદાસથી તેઓ જલદી સારા થશે. વળી આજે જે બે બોલ કહું છું, તે જાણ્યા પછી તમે ચાંપતા ઇલાજ લેશો, તો તમારા ગામમાંથી રોગ ને મંદવાડનું કાસળ છેકજ જશે. તમે પીડા પામો છો, તેનું મૂળ કારણ પીવાના પાણીના કુવા છે. તે કુવા ભર વસ્તીવાળા મહોલ્લાની વચમાં છે, અને તેની આજુબાજુએ બધે ગંદકીના મોટા મોટા ઉકરડા છે. ઉકરડાની પાડોશમાં જાજરૂ છે. તમે કુવાના થાળા ઉપર મેલાં કપડાં ધુઓ છો. એ બધી ગંદકીને લીધે તમારા કુવાનાં પાણી બગાડે છે. ગંદકી પાણીને શી રીતે બગાડે છે? પાણીમાં હવા ચૂસવાનો ગુણ છે. કુવા આગળની બગડેલી હવામાંની ગંદકી તે પાણી ચૂસે છે. એક તો એ રીતે પાણી બગાડે છે. બીજું કુવા પાસે જે ગંદકી થાય છે, તે બધી ત્યાં આગળ પાણી ઢોળાય છે તેની સાથે મળે છે, અને તે પાણી ભોંયમાં મરી કુવાના પાણીને બગાડે છે. તેમાં રોગનાં ઝીણાં ઝીણાં જંતુઓ પાકે છે.

તે પાણી રોજ તમે બધા પીઓ છો, અને તેથી તમને રોગ ને મંદવાડ થાય છે. તમે ઉકરડા, જાજરૂ અને બીજી ગંદકી હોય, તે કુવા પાસેથી દૂર કાઢો; પછી શો લાભ થાય છે તે જુઓ.




મેલા પાણીનાં ટીપામાંનાં જંતુઓ.

કેટલેક ઠેકાણે નદી, સરોવર કે બાંધેલાં તળાવોનું પાણી પીવાના ખપમાં લે છે. તે બધું પાણી પણ કોઈ પ્રકારે બગડે નહિ તે માટે ઘણી સંભાળ લેવી જોઇએ. અમે લોકો હંમેશાં પાણીને સ્વચ્છ કરીને પીએ છીએ. પાણીને સ્વચ્છ કરવાની બે રીત છે. કોઈ તેને રેતી કે કોયલામાં થઇને ગળવા દે છે, તેથી તેમાંનો મેલ જતો રહે છે. કોઈ તેને ઉકાળીને પીવામાં લે છે. પાણીને ઉકાળવાથી રોગનાં જંતુઓ મરી જાય છે. આ બીજી રીતે તમે પાણી સ્વચ્છ કરી ગાળીને પીવાનો રિવાજ રાખશો, તો મેલું પાણી પીવાથી જે રોગો થાય છે, તે તમારા ગામમાં કદી થશેજ નહિ.

તમારા ગામનું દૂધ પણ ખરાબ હોવું જોઇએ. તમે ઢોરની કોઢ ગંદી રાખો છો. દૂધ દોહવાનાં વાસણ પણ કુવાના બગડેલા પાણીથી ધોતા હશો. પાણીની પેઠે દૂધ પણ હવા ચૂસે છે, ને બગડેલી હવા તેમાં જવાથી રોગનાં જંતુ પાકે છે. કોઈ કોઈ ઢોર તો હું ઘણાં રોગી જોઉં છું. તેનું દૂધ પણ રોગ કરનારૂં હોયજ.

તમારે ઢોરને સારો ખોરાક આપવો, કોઢ સ્વચ્છ રાખવી, દોહવાનાં વાસણ ચોકખા પાણીએ ધોવાં, દૂધ ચોકખી જગામાં રાખવું, અને ઢોર માંદાં ન પડે તેમ કરવું.

એ પ્રમાણે સાહેબ બોલી રહ્યા, એટલે લોકોએ તેમનો ઘણો ઉપકાર માન્યો. પછી સાહેબ તે ગામથી વિદાય થયા.

---

અભાવ—અપ્રીતિ.
મરડો—પેટમાં દુખીને ઝાડે ફરવું થાય તે રોગ.
વિદાય થયા—ગયા.
સંઘરણી—વારે વારે ઝાડે ફરવું થાય તે રોગ.
સબળ—મજબુત.

---

## पाठ ४६. नरसिंह महेतानी उना गाममां पधरामणी.

### राग मारु.

सूणी श्रीरंग महेतो आव्या धाई, भावे भेट्या बंने वेवाई;
मळ्यो जमाई जमाईनो भ्रात, मळ्यो सहु नागरनो साथ.
कपटे भेटी पाछा खसे, जोई जोई सामग्री हसे;
उतरवा घर आप्युं एक, झाझा चांचड मछर वशेक.
खाडा टेकरा वसमो ठाम, उपर नळीआनुं नहि नाम;
कोह्युं छाज ने जुनी वळी, भींत्यो[1] दोदश बेवडी वळी.
झाझा माकण झाझा जुआ, त्यां महेताना उतारा हुआ;
वेवाई गया उतारो करी, बोले हसणी नात्य[2] नागरी.
कुंवर वहुनो वैष्णव बाप, दर्शन करीने खोईए पाप;
महेताने जोवा हरखे भरी, घेर, घेरथी चाली सुंदरी.
मन विना महेताने नमे, सारुं थयुं जे आव्या तमे;
मांहो मांहे कहे सुंदरी, महेतो दीठे दीठा हरि.

---

१ भींतो. २ नात.

जुओ साथ केवो फुटडो, एने परमेश्वर तुठडो;
कुंवर वहुनुं भाग्युं दुःख, एवुं कहीने मरडे मुख.
जुओ बळद महेताजी तणा, बगाईओ शब्द करे छे घणा;
वजाडशे मंडपमां चंग, नागरी नात्यमां रहेशे' रंग.
आ गांठडी वळगाडी लटके, ताळनां जोडां बांध्यां पटके;
तुळसी काष्ट तणो ए भारो, हवे मामेरानो शो उधारो.
छाबमां तुळसीदळ मूकशे, उभो रहीने शंख फूंकशे;
वेरागी हरिना गुण गाशे, एटले मोसाळुं पुरुं थाशे.
एम नागरी कौतक करे, टोळ करीने पाछी फरे;
कुंवरबाईए जाणी वात, मोसाळुं लई आव्या तात.
उतावळी मळवाने धसी, बोली नणदी मरमे हसी;
आ शुं पिता पुत्रीने हेत, शाने करवा आव्यो फजेत.
लजाव्युं सात पेढीनुं नाम, साथे वेरागीनुं शुं काम;
शुं मळवा चाल्यां एकलां, ए बापथी नबापां भलां.
कठण बोल एवो सांभळी, कुंवरबाई बोली पाछी वळी;
'नणदी शुं मछर आवडो, पुंठळथी बाई शुं बडबडो.
सुखी पिता हसे जे तणो, ते पुत्रीने लाभज घणो;
कोनो पिता लखेशरी कहावे, ते तो मारे शे खप आवे.
रांक पिता आव्यो मुज घेर, एक कापडुं सोनानो मेर;
तमे मष माने ते कहो, ए पिता मारे जीवतो रहो.

**प्रेमानंद.**

---

કાષ્ટ—લાકડું.
કૌતુક—ગમત; મશ્કરી.
ચંગ—કાંસા જોડ.
તુઠડો—પ્રસન્ન.
દોદશ—બંને બાજુ.

ભ્રાત—ભાઇ.
મછર—તોર; ઝેર.
મેર—મેરૂ પર્વત.
વૈષ્ણવ—વિષ્ણુધર્મ માનનારો.
સામગ્રી—ચીજો.

## पाठ ४७. पेट अने शरीरना बीजा अवयवो.

એક વેળા હાથ, પગ વગેરે અવયવો પેટની વર્તણુકથી નારાજ થઈ એક જગાએ ભેગા મળ્યા, અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. તે સભાનું કામ નિયમસર ચાલે, તેટલા માટે મગજને પ્રમુખપદ આપ્યું. પ્રમુખે સભા મળવાનું કારણ કહી સંભળાવ્યું, અને પછી સભા હજુર ફરિઆદ રજુ કરવાની આજ્ઞા કીધી. તે ઉપરથી હાથ નીચે પ્રમાણે બોલ્યા. અમે હવેથી કોઈ પણ પ્રકારનું કામ કરવાને રાજી નથી. અમે રાતદહાડો શ્રમ કરીને મેળવીએ અને આ પેટ એમને એમ બેસી રહીને ખાય, એ વાત અમને પરવડતી નથી. હાથનું બોલવું પુરૂં થયું, કે તરતજ પગે પોતાની ફરિઆદ રજુ કરી. હવે પછી અમે ચાલવાની તસ્દી લેનાર નથી. આજ સુધી અમે ઘણું વૈતરૂં કર્યું, ને પેટને બેઠાં બેઠાં ઘણું ખવાડ્યું. પેટ હંમેશ બેઠું બેઠું ખાય એ ન્યાય કેવો !

આ બે જણનું બોલવું પુરૂં થયું, કે જીભે પોતાનાં અને બીજાનાં દુઃખનું મીઠુંમરચું ભભરાવી વર્ણન કર્યું. તે બોલી કે ચાખવાનું બધું એ કામ મારે કરવું પડે છે. કડવું હોય કે તીખું હોય તોપણ તે મારે જોવું પડે છે. મારા ભાઈઓ બિચારા દાંત છે. તે ચાવચાવ કરીને થાકી જાય છે, ને તેનો લાભ પેટ લે છે. વળી હાથપગ પણ ઘણી ઘણી મહેનત કરીને જે જે મેળવે છે, તે બધું પેટ ખાઈ જાય છે. તે કંઈજ કામ કરતું નથી. અમારેજ તેને માટે બધું કામકાજ કરવું, એ અમારા ઉપર મોટો જુલમ છે. એમ કહી તે બેસી ગઈ, એટલે નાક ને કાન ઉભા થઈ બોલ્યા. પ્રમુખ સાહેબ, એ પેટ કંઈજ કામનું નથી. તે જરાએ શ્રમ લેતું નથી, તેમ બીજી કોઈ પણ રીતે ઉપયોગી નથી. સુગંધ શું ને દુર્ગંધ શું, તેનું એને જરાએ ભાન નથી. કોયલનો મધુર ટહુકો, ને મેઘ કે સિંહની ઘોર ગર્જના, એમાંનું એ કંઈજ સમજી શકતું નથી. એવું એ પેટ બેઠાં બેઠાં ખાય છે, તે વાજબી કહેવાય ખરૂં કે?

પ્રમુખે આ સાંભળીને પોતાની આંખ પેટ તરફ ફેરવી, અને તેને પૂછ્યું કે તમારે કંઈ કહેવું છે? તે ઉપરથી પેટે નીચે પ્રમાણે કહ્યું. તમે સૌ આવું ગાંડપણ ન કરો. જે કરો તે વિચારીને કરજો. તમે મને જે કંઈ લાવી આપો છો, અને મારે માટે જે મહેનત લો છો, તે બધાનો હુંજ ઉપયોગ કરૂં છું એમ નથી. તમારા બધાના પોષણ માટે હું તેમાંથી સૌને જોઇએ તેટલું વહેંચી આપું છું; માટે હું તમારી સેવા બજાવું છું એમ તમારે કહ્યા વિના ચાલે તેમ નથી. તમારૂં કામ કરવાનું તમે બંધ કરશો, તો આપણે સૌ દુઃખી થઈશું.

પછી પ્રમુખ ઉભા થઈ બોલ્યા. તમે એમ સમજતા હો કે પેટ આળસુ થઈ બેસી રહે છે, અને તમેજ બધાં રળવાનો શ્રમ લો છો, તો તે ભૂલ છે. પેટને લીધે તમે, ને તમારે લીધે પેટ છે. આપણે બધાં શરીરમાં એકઠાં રહીને એકમેકને આધારે નભીએ છીએ.

આટલું કહ્યા છતાં પણ અવયવોના મનમાં આવેશ ભરાઈ આવેલો, તેથી તેમના મન પર કંઈ અસર થઈ નહિ. તેમણે પોતપોતાનું કામ બંધ કરવાનો તથા પેટને ખાવા ન આપવાનો ઠરાવ કર્યો. પરિણામ એ થયું કે પેટમાં ખાડા પડવા લાગ્યા ને તેની સાથે બધા સુકાતા ગયા. તેમની આવી અવસ્થા થઈ ત્યારે તેમને પસ્તાવો થયો. પછી સમજીને તેઓ 'પહેલાંની માફક 'પોતાનું કામ કરવા લાગ્યા, એટલે બધા પાછા ટટાર થયા.

આ ઉપરથી સમજવાનું એ કે આપણા શરીરમાં નાના મોટા બધા અવયવોને એક બીજાનો આધાર છે. દરેક અંગ પોત પોતાનું કામ કરે છે, તેથીજ બધા આરોગ્ય રહે છે. તેવીજ રીતે આ દુનીઆમાં રાજા અને પ્રજા, તવંગર અને ગરીબ, કોઈ દેશ, શહેર કે ગામના જુદા જુદા લોકો, એ સઘળાં એક બીજાને આધારે રહેલાં છે, એટલે તેમને 'એકમેકની મદદ લીધા વિના ચાલતું નથી. 'પછી

તે મદદ પૈસાની હો કે જાતમહેનતની હો, અગર બીજા ગમે તે પ્રકારની હો, પણ જો તેવી મદદ ન હોય, તો કોઇનો પણ નિભાવ થાય નહિ.

| | |
|---|---|
| આવેશ—ગુસ્સો. | પ્રમુખપદ—સભાના ઉપરીની જગા. |
| તસ્દી—મહેનત. | |
| પરવડવું—ફાવવું. | મીઠુંમરચું ભભરાવીને—વાત વધારીને. |
| પશ્ચાતાપ—દીલગીરી. | |

## પાઠ ૪૮. દેલવાડાનાં દહેરાં.



શ્રાવક લોકોનો પોતાના ધર્મ પર પ્રેમ સારો હોય છે, અને તેઓ ધર્મના કામ પાછળ પુષ્કળ પૈસા ખરચે છે. એ લોકોએ બંધાવેલાં પાલિતાણાનાં, કુંભારીઆનાં, ગીરનારનાં, આબુનાં અને રાણક-પુરનાં દહેરાં ઘણાં સુંદર અને રળિઆમણાં છે. એ દહેરાં બંધાવતાં, કરોડો રૂપીઆ ખરચ થયો હશે એમ જોનારની ખાતરી થાય છે. આમાં પાલિતાણા અને આબુનાં દહેરાં વધારે પ્રખ્યાત છે. ત્યાં જૈનો

જાત્રાએ જાય છે એટલુંજ નહિ, પણ પરધર્મના લોકો પણ જોવા જાય છે, અને તેની બાંધણી ને નકશી જોઈ મોહ પામે છે

**આ**બુ પર આવેલાં દહેરાંને **દે**વળવાડાનાં અથવા **દે**લવાડાનાં દહેરાં કહે છે. ત્યાં જવાને **ર**જપુતાના **મા**ળવા રેલવેના **આ**બુરોડના સ્ટેશને ઉતરવું સુગમ પડે છે. સ્ટેશનથી **દે**લવાડા જવાનો લગભગ ૧૮ માઇલનો રસ્તો છે, પણ અહીં જોઇએ તેવાં વાહનો મળતાં હોવાથી જનારાઓને મુશકેલી પડતી નથી. **દે**લવાડે જતાં રસ્તામાં એક બાજુએ અંગ્રેજ લોકોની છાવણી અને બીજી બાજુએ એક સુંદર વિશાળ તળાવ આવે છે, તેને **ન**ખી તળાવ કહે છે.

**ન**ખી તળાવની પાસે **ચિ**ત્રકુટ નામે રમણીય જગા ઉપર દેવળવાડા એટલે દેવળનો જથો છે. એ દેવળોમાં **વિ**મળશા ને **તે**જ-પાળનાં દહેરાં ઘણાં જુનાં છે. સૌથી જુનાં **વિ**મળશાનાં છે. **વિ**મળશા **અ**ણહીલવાડના રાજા પહેલા **ભી**મદેવનો સરદાર હતો. તેંણે **આ**બુના રાજા ઉપર જીત મેળવી તેની પાસેથી **ચિ**ત્રકુટ શિખર મેળવ્યું હતું. તેણે ઈ. સ. ૧૦૩૨ માં તેના ઉપર કેટલાંક રૂપાળાં દહેરાં બંધાવ્યાં, તેમાં **આ**દિનાથ ભગવાનનું દહેરૂં ઘણું સુંદર છે. ત્યારપછી **ધો**ળકાના **વી**રધવળ રાજાના વખતમાં તેના કારભારીઓ **વ**સ્તુપાળ ને **તે**જપાળે એ ઠેકાણે કેટલાંક ઘણાં રમણીય દેવળો બાંધ્યાં. એવું કહેવાય છે કે તેમણે એ દહેરાં પાછળ બાર કરોડ ને પચાસ લાખનો ખરચ કર્યો હતો. બારીક નકશી કામ કરનાર કાબેલ કારી-ગરોને દહાડાને અંતે કોતરણી કરતાં પત્થરનો જેટલો ભુકો પડતો, તેના વજન બરાબર રૂપું રોજ તરીકે આપવામાં આવતું. આ દહેરાંઓમાં મુખ્ય **ને**મિનાથનું દેવળ છે, તેની શોભા પાર વિનાની છે.

વળી જાત્રાળુઓને દેરાણી જેઠાણીના બે ગોખલા બતાવવામાં આવે છે, અને એની પાછળ ૯ લાખ રૂપીઆ ખરચેલા કહેવાય છે. આ દેરાણી જેઠાણી તે **વ**સ્તુપાળ ને **તે**જપાળની સ્ત્રીઓ.

દેલવાડાના દેવળોનો બહારનો દેખાવ બહુ ધ્યાન ખેંચે એવો નથી, પણ અંદરનું નકશીકામ બહુજ ઉંચા પ્રકારનું છે. દરેક દેરાસરમાં દેવને બેસવાના ગભારાની આગળ સભામંડપ છે. તેના ઉપર આઠ ખુણાવાળો ઘુમટ છે. આસપાસના થાંભલાઓની હાર ઉપર પણ ઘણાએક ઘુમટ આવેલા છે. આખું દેરાસર ધોળા આરસપહાણનું છે. અંદરનું કોતર કામ એવું બારીક છે, કે તે જાણે મીણનાં બીબાંમાં ઉતાર્યું હોય એમ લાગે છે. તેજપાળના દેવળના ઘુમટની વચ્ચેની કારીગરી જોઇને હરકોઇની નજર ઠરી જાય છે. એનું ચિત્ર અર્ધાં ખીલેલા કમળના ફૂલ જેવું દેખાય છે. તેનો કહેરા જેવો વળેલો ભાગ એવો બારીકીથી કોતરેલો છે, કે તે જોનારને ઘણું વિસ્મય પમાડે છે. આ દેરાસરોમાં નિર્જીવ વસ્તુઓનાં ચિત્રોની સાથે ઘરસંસારનાં અને વેપાર તથા લડાઇને લગતાં પુષ્કળ ચિત્રો કોતરેલાં છે. જે જે પરદેશીઓ આ દહેરાં જુએ છે, તેમની ખાતરી થાય છે, કે આ દેશના લોકો ઇમારત બાંધવામાં તથા નકશી કોતરવામાં સારા પ્રવીણ હતા.

---

આદિનાથ—જૈનધર્મ સ્થાપનાર પહેલા તીર્થંકર.

આરસપહાણ—એક જાતનો પત્થર.

ગભારો—દેવળના જે ઘુમટવાળા ભાગમાં મૂર્તિ હોય છે તે.

છાવણી—લશ્કરને રહેવાની જગા.

નેમિનાથ—જૈન ધર્મના ૨૨ મા તીર્થંકર.

પ્રવીણ—હોશિયાર.

રાણકપુર—એ રજપુતસ્તાનમાં છે.

સભામંડપ—દહેરા માંહેલો આગલો બિશાળ ભાગ.

---

## पाठ ४९. ईश्वरस्तुति.

### वसंततिलका:

निद्रा महीं नहि हतुं तन भान ज्यारे,
जेणे जुओ पुरण रक्षण कीधुं त्यारे;

तेने प्रभात समये प्रथमे स्मरुं रे,
कार्यों बधां दिवसनां पछीथी करुं रे. १.

जीवोनुं पालन करे प्रीतथी सदा ए,
रे जीव काज रचना जगनी जणाए;
तेजस्वी सूर्य शशी नित्य प्रकाशता रे,
दे जीवने जीवन शक्ति वधारता रे. २.

टाळे तिमिर गगने भमी दिन रात,
आरामनी नथी तहीं पळ एक वात;
थाक्यो बधा दिवसना श्रमथीज प्राणी,
रात्रि भली सुख दीए भर नींद आणी. ३.

जो मेघ मंडळ करे नियमित वृष्टि,
संतोष ने हरख मांही फुलाई सृष्टि;
पृथ्वी वनस्पति वडे धन्न धान्य आपे,
प्राणी तणां कठिन कष्ट अनेक कापे. ४.

शुं आ सृज्यां पवन पावक पाणी ईशे,
प्राणी तणुं जीवन ए त्रण नित्य दीसे;
जो चाकरी मनुषनी त्रणने दीधी छे,
शुं सुख साधन तणी रचना कीधी छे. ५.

आहा प्रभु मनुषने मन बुद्धि आपी,
सत्ता वडी सहु जीवो पर तेनी थापी;
एवुं रुडुं सदिव पालन जे करे छे,
ते भूली नहि भजे जन पापी ते छे. ६.

मागुं सुबुद्धि प्रभुजी नीतिपंथ वाळो,
भुलावता सरव संशय मुज टाळो;

છે મુંજ ધર્મ ગણી કામ બધાં કરું રે,
સદ્ભક્તિથી પ્રભુ તણાં ચરણે ઠરું રે. ૭.

મ૦ બ૦ હોરા.

ઇશ—ઈશ્વર.
તિમિર—અંધકાર.
નીતિપંથ—નીતનો રસ્તો.
પાવક—અગ્નિ.
શશી—ચંદ્ર.
સદિવ—સદા.

## પાઠ ૯૦. રાજા ભોજ.

**મા**ળવાની ગાદી ઉપર ઘણાએક પરાક્રમી અને પરદુઃખભંજન રાજાઓ થઈ ગયા, તેઓમાં **ભોજ** રાજા ઘણો પ્રખ્યાત છે. તે વિદ્યાનો શોખી ને ઉદાર દીલનો હતો. એવું કહેવામાં આવે છે, કે કોઈ નવો શ્લોક કરીને તેની પાસે જતું, તેને તે સવાલાખ રૂપીઆ દક્ષિણા આપતો. એક વાર કેટલાક વિદ્વાનોને એ પ્રમાણે દક્ષિણા મળી, તે જોઈ તેની સભાના પંડિતોને અદેખાઈ થઈ આવી. એથી તેમણે ઠરાવ કર્યો, કે હવે પછી કોઈ પણ શ્લોકને બનતાં સુધી નવો ઠરવા દેવો નહિ. ઉંચી સ્મરણશક્તિવાળા ચાર પંડિતોએ આ કામ માથે લીધું. જેવો કોઈ બ્રાહ્મણ નવો શ્લોક કરીને લાવે ને બોલે, કે પહેલો એક પંડિત તે શ્લોક ભણી જાય. આમ બે વખત બોલાયો, કે બીજો એક પંડિત તે ભણી જાય. આ પ્રમાણે ચાર પંડિતો એક પછી એક બોલી જાય, અને કહે કે આ શ્લોક તો અમે જાણીએ છીએ. આથી નવા શ્લોક કરનારાઓની કમાણી બંધ થઈ અને તેઓ વિચારમાં પડ્યા. પછી તેમાંના એક ચતુર વિદ્વાને યુક્તિ ખોળી કાઢી અને એક શ્લોક રચ્યો. એ શ્લોકની મતલબ એવી હતી, કે હે **ભોજ** રાજા તારા વડવાએ મારા વડવા પાસેથી અમુક રૂપીઆની રકમ ઉછીની લીધી છે, માટે તે તું મને આપ; અને જો, એમ કહેતો હોય, કે એવા દેવાનો કંઈ પુરાવો નથી, અને આ તો, બનાવટી શ્લોક છે, તો નવો શ્લોક બનાવ્યા બદલ ધારા પ્રમાણે સવા લાખ રૂપીઆ આપ. **ભોજ** રાજા સભા ભરીને બેઠો હતો,

તેવામાં આ શ્લોક પેલો બ્રાહ્મણ આવીને ભણ્યો. રાજા અચંબો પામ્યો, અને પેલા પંડિતો સ્તબ્ધ થઈ ગયા. જો પંડિતો તે શ્લોક ભણી બતાવે, તો તે જુનો છે એમ ઠરે, અને રાજાના બાપ-દાદાએ દેવું કરેલું એમ સાબીત થાય. રાજાએ વિચાર્યું કે આવો શ્લોક બનાવવાનું કંઈ કારણ હોવું જોઈએ. પછી પેલા બ્રાહ્મણને પૂછતાં માલમ પડ્યું કે સભાના પંડિતોએ પ્રપંચ કર્યો હતો, તે તોડવાને આવા શ્લોકની જરૂર પડી. રાજા ઘણો ખુશી થયો, અને પેલા બ્રાહ્મણને બેવડું ઇનામ આપ્યું.

પ્રજાનું સુખ એજ રાજાનો ધર્મ છે, એ **ભોજ** રાજા સારી પેઠે સમજતો હતો. લોકોની ખરેખરી સ્થિતિ કેવી છે, તે જોવાને તે વખતો વખત વેશ બદલીને ફરવા નીકળતો. એક દિવસ સવારમાં પોતે બ્રાહ્મણનો વેશ લઈ નીકળ્યો. ચાલતાં ચાલતાં એક નદી આવી તેને કાંઠે જરા બેઠો. થોડી વારમાં એક ભરવાડ ત્યાં આવી પહોંચ્યો અને થોડે છેટે હાસ કરીને બેઠો. રોટલાની પોટલી છોડી મરચાંની સાથે શિરામણ શરૂ કર્યું. પાંચ છ મિનિટમાં અચ્છેર અચ્છેરના બે રોટલા ખાઈ ગયો, ને નદીમાં ઉતરી પાણી પી પાછો આવ્યો. લોકોમાં રાજવહીવટ વિષે શું બોલાય છે, તે જાણવાની રાજાની ઇચ્છા હતી, તેથી તેણે એની સાથે વાત કરવા માંડી. તે બોલ્યો, અલ્યા ભાઈ, વૈદકશાસ્ત્રમાં કહ્યું છે કે ખાધા પછી પાણી પીએ તો ઝેર બરાબર થાય. એ સાંભળીને પેલા ભરવાડની આંખ લાલચોળ થઈ ગઈ અને તે ડાંગ ઉગામી બોલ્યો, તારે પાણીમાં ઝેર ઉતું તો આગળથી કેવું ઉતું કની. ચાલ રાજા પાંહે તારો નીઆ કરાવું ને તને ફાંહી દેવાડું. ભરવાડ જેવાને પણ રાજાના ન્યાય પર આટલો બધો વિશ્વાસ છે, એ જાણી રાજા મનમાં ઘણો સંતોષ પામ્યો. પછી તેણે ભરવાડને ધીરો પાડી સમજાવ્યો કે પાણીમાં ઝેર નથી, પણ ખાધા પછી તરત પાણી પીધાથી શરીરને હાનિ થાય છે. ભરવાડ કહે તારે એમ હું બોલે, હાચેહાચું કેતો નથી ને; તારે પાણી કારે પિવાય? પેલો બ્રાહ્મણ કહે, જમણની વચમાં પાણી પિવાય તે અમૃત બરા-

બર છે. ભરવાડ જરાએક થોભી બોલ્યો, ઓહો એજ કની. એમ કહી પોટલીમાંથી બીજા બે રોટલા ખાઈ લીધા ને કહ્યું, લે હવે વચમાં પાણી થીયું કની. ભરવાડને આવી સારી ભૂખ લાગતી જોઈ રાજા મનમાં રાજી થઈ ચાલતો થયો.

---

કમાણી—મળતર.

પરદુઃખભંજન—પારકાનું દુઃખ કાપનાર.

પ્રપંચ—તરકટ.

વૈદકશાસ્ત્ર—રોગ પારખવા, તેના ઓસડ કરવા વગેરે સંબંધી જે વિદ્યા તે.

શિરામણ—નાસ્તો.

શ્લોક—છંદ; બે કે ચાર ચરણની કવિતા.

સ્તબ્ધ—ઠરી ગએલા; ચકિત થએલા.

હાનિ—નુકસાન.

---

## पाठ ५१. गाम वसाववा विषे.

શ્રીકમલાલ મહેતાજીએ એક દિવસ પોતાના નિશાળીઆઓને ગામ કેમ વસાવવામાં આવે છે તે સંબંધમાં કહ્યું. ચાલો છોકરાઓ, આજે તમને એક નવો વિષય શીખવું. ધારો કે મારે એક નવું ગામ વસાવવું છે, તમે સૌ જુદો જુદો ધંધો કરનારા છો, ને મારી સાથે આવવા ચાહો છો. અલ્યા કાળિદાસ, તે નવા ગામમાં મારી સાથે આવી તું શું કરીશ?

**કાળિદાસ**—સાહેબ હું તો ખેડુત થઈશ.

**મહેતાજી**—ઠીક. ગામ વસાવવામાં પહેલી ખેતી તો જોઈએજ. પણ તેમ કરતાં તારે જાતે ખેડુત થવું પડશે. નવા ગામમાં મજુરોની તાણ હોવાથી દરેક માણસે જાતે હળ પકડવું પડશે. ત્યાં જો જંગલો ઘણાં હોય તો તે સાફ કરવાં જોઈએ, ને ભિનાશવાળી જમીનમાં માટી વગેરેની પુરણી કરવી જોઈએ. તે વગર ખેતી થઈ શકશે નહિ.

**કાળિદાસ**—હું તે સઘળું કરીશ, સાહેબ.

**મહેતાજી**—હું તને અને તારા જેવા બીજા ખેડુતોને મારી સાથે ખુશીથી તેડી જઈશ. તમને પુષ્કળ જમીન અને ખેતીવાડીનાં

સઘળાં ઓજારો મળશે, અને જેમ બને તેમ જલદીથી તમારે કામની શરૂઆત કરવી પડશે. હવે બીજો કોણ આવે છે? લલ્લુભાઈ, તમે શું કરશો?

**લલ્લુભાઇ**—હું સુથાર થઈશ.

**મહેતાજી**—બેશક, તું તો ઘણો ઉપયોગી થઈ પડવાનો. તને પુષ્કળ કામ પણ મળશે અને પૈસા પણ મળશે. તારે ઘરો બાંધવાં પડશે, ને લાકડાનો જાત જાતનો સામાન તૈયાર કરવો પડશે. પણ અલ્યા, મકાન બાંધવાનાં લાકડાં કાપવાનું કેમ? તને એકલાને તો ઝાડો કાપતાં, વહેરતાં, અને તેના થાંભલા ઘડતાં ઘણી મહેનત પડશે. તારે બે ત્રણ સારા કારીગર સાથે લેવા જોઈએ.

**દામોદર**—સાહેબ, હું લુહાર થઈશ.

**મહેતાજી**—સુથાર સાથે લુહાર તો જોઈએજ. કારણ કે બેમાંથી એક ન હોય તો કામ અટકી પડે. દામા, તું તારી ધમણ, એરણ, ને હથોડો લઈને તૈયાર થજે. આપણા નવા ગામમાં પહોંચ્યા કે તારે માટે એક ભઠ્ઠી તૈયાર કરાવીશ. પણ તેને માટે કડીઓ જોઈએ તેનું કેમ ?

**મોતી**—મહેતાજી સાહેબ, હું કડીઓ થઈશ કડીઓ.

**મહેતાજી**—ઘણું સારૂં. અગર જો જતાં વારને તો આપણે લાકડાના ઘરમાં રહીશું, પણ ભીંત વગેરે બનાવવાને કડીઆ વગર નહિ ચાલે. પણ હવે બીજો કોણ મારા નવા ગામમાં આવે છે?

**લાલદાસ**—સાહેબ, હું આવીશ ને વૈદું કરીશ.

**મહેતાજી**—તારો તો ભાઈ ઘણો ખપ પડશે. પહેલું સુખ તે જાતે નર્યા. જો તું આવી શકશે તો ખરેખર તું ઘણો ઉપયોગી થઈ પડશે. હું ધારૂં છું કે તું વાઢકાપનું કામ પણ કરી શકશે; કેમકે વાઢકાપની અને હાડકાં પાંસળાં ભાંગ્યાં હોય તે સારાં કરવાની નવા ગામમાં ઘણી જરૂર પડે છે.

**લાલદાસ**—મને થોડો ઘણો તો વાઢકાપનો અનુભવ છે, સાહેબ.

**મહેતાજી**—તું જો વનસ્પતિના ગુણદોષ જાણતો હશે, અને ઔષધ તથા ખોરાકમાં તેનો કેમ ઉપયોગ કરવો તે સમજતો હશે, તો તારૂં માન ઘણું વધશે.

**લાલદાસ**—મને વનસ્પતિના ગુણદોષ જાણવાનો, અને ખનીજ પદાર્થનું જ્ઞાન મેળવવાનો ઘણો શોખ છે, ને થોડુંક જાણું પણ છું.

**મહેતાજી**—ત્યારે તો તું અમને ખજાના જેવો થઈ પડશે. પણ આ કોણ છાતી કાઢીને ઉભો થયો ?

**પાનાચંદ**—સાહેબ, હું તો એક સદ્‌ગ્રહસ્થ તરીકે તમારી સાથે આવવા ઇચ્છું છું.

**મહેતાજી**—સદ્‌ગ્રહસ્થ ! અલ્યા, તું શા કામનો ?

**પાનાચંદ**—શા કામનો ! અરે સાહેબ, તમને કોઈ મોજમજા મારનાર પણ જોઈશે કે નહિ ?

**મહેતાજી**—ત્યારે તું શું એમ સમજે છે કે તારી મોજમજાનો ખરચ અમારે ભોગવવો ? જ્યારે અમારૂં નવું ગામ આબાદ થશે. ને તારા જેવાં શોભાનાં પુતળાંની જરૂર પડશે, ત્યારે અમે તને તેડાવીશું; હમણા તો તું અહીંઆંજ રહેજે.

બાળકોનો આનંદ.
(થોડા ફેરફાર સાથે.)

ખનીજ—ખાણુમાંથી ખોદી કાઢેલા. | સદ્‌ગ્રહસ્થ—સારો માણસ.

## પાઠ ૯૨. भीष्मप्रातिज्ञा.

અસલના વારામાં આપણા દેશમાં ઘણા મોટા નામાંકિત રાજાઓ થઈ ગયા છે. તેઓમાં પાંડવકૌરવોનાં નામ ઘણાં જાણીતાં છે. પાંડવકૌરવોની રાજધાની હસ્તિનાપુર નામે નગરમાં એ નગર હાલ જે ઠેકાણે દિલ્હી શહેર છે, તેની પાડો રાજાઓની પહેલાં ચોથી પેઢીએ હસ્તિનાપુરની નામે એક રાજા થઈ ગયો. એ રાજાનું લક્ષ ગંગ

તેનાથી એને આઠ પુત્રો થયા હતા, પણ દેવવ્રત કરીને સૌથી નાના દીકરા સિવાય બીજા બધા મરી ગયા હતા. દેવવ્રત જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ તેમનામાં ઘણા ઉંચા ગુણો જણાવા લાગ્યા. પિતાની સેવા, સ્વાર્થનો ત્યાગ, સત્ય પર પ્રીતિ, પરાક્રમ વગેરે ઉંચા ગુણોને લીધે એ દેવવ્રતનું નામ આજે પણ પ્રખ્યાત છે.

એક વેળા દેવવ્રતે પોતાના પિતાનું દુઃખ મટાડવાને ભીષ્મ એટલે ભયંકર પ્રતિજ્ઞા લીધી, ત્યારથી તે ભીષ્મને નામે ઓળખાવા લાગ્યા. મહાભારત નામે એક પુસ્તક છે, તેમાં ખાસ કરીને પાંડવકૌરવોની અને તેમની પહેલાંના કેટલાક રાજાઓ વગેરેની કથાઓ આપેલી છે. તે પુસ્તકમાં ભીષ્મપ્રતિજ્ઞાની કથા નીચે પ્રમાણે છે.

એક વેળા શંતનુ રાજા ફરતા ફરતા જમના નદીના કાંઠા પર આવ્યા. અહીં એક રૂપવાન કન્યા માછીની હોડીમાં બેઠેલી તેની નજરે પડી. તેની કાંતિ જોતાં તે ઉંચા કુળની લાગી. તજવીજ કરતાં માલમ પડ્યું કે તે ક્ષત્રિયની દીકરી છે, પણ માછીરાજાને ત્યાં ઉછરી છે. એનું નામ સત્યવતી હતું. એને મત્સ્યગંધા કે યોજનગંધા પણ કહેતા હતા. કન્યા ઘણી ખૂબસુરત હતી તેથી તેની સાથે લગ્ન કરવાની રાજાને ઉત્કંઠા થઈ, ને તે માટે તેણે માગું કીધું.

માછીરાજા સહેજમાં કન્યા આપે તેમ ન હતો. તેણે કહ્યું કે સત્યવતીને જે પુત્ર થાય તે ગાદીનો વારસ ઠરે, એવું વચન આપો તો તમને એ કન્યા પરણાવવાને હું રાજી છું. દેવવ્રતનો હક ડુબાવી સત્યવતીના છોકરાને ગાદી આપવી, એ વાત રાજાને પસંદ પડી નહિ, તેથી તે નિરાશ થઈ ઘેર ગયો. એ દહાડેથી તેને ઘણો સંતાપ લાગ્યો, અને તેનું શરીર દિન પર દિન સુકાતું ગયું. ભીષ્મને ખબર પડી. પિતાને નિરાશ થવું પડ્યું, તેનું કારણ હુંજ ગાગ્યું; તેથી તેઓ માછીરાજ પાસે ગયા, ને પિતાનું માગું કીધું.

માછીરાજા એકનો બે ન થયો. તેણે એનો એજ જવાબ આપ્યો. આથી ભીષ્મે ગંભીર ને ભયાનક પ્રતિજ્ઞા લઈ પિતાની ઇચ્છા પાર પાડી. તેમણે ગાદીનો હક છોડી દીધો અને સત્યવતીના પુત્રને ગાદી મળવા દેવા વચન આપ્યું. પણ માછીરાજાને એટલેથી સંતોષ વળે એમ ન હતું. તેણે કહ્યું કે તમે પોતે તો તમારો હક મૂકી દો છો, પણ તમને પુત્ર થાય તે કદી દાવો કરે તેનું કેમ? આ વચનથી દેવવ્રત્તે સદા બ્રહ્મચારી રહેવા કોલ આપ્યો. તે સાંભળી માછીરાજાને સંતોષ થયો, અને પછીથી તેણે સત્યવતીને શંતનુ રાજા જોડે પરણાવી. જુઓ, ભીષ્મની કેવી ઉદાર અને જબરી પ્રતિજ્ઞા!

---

| | |
|---|---|
| ઉત્કંઠા—આતુરતા. | પ્રતિજ્ઞા—પણ. |
| કોલ—વચન. | બ્રહ્મચારી—કુંવારા રહેવાનું વ્રત્ત પાળનાર. |
| ગંભીર—ઘણી ભારે. | સ્વાર્થ—પોતાનો અર્થ કે લાભ. |
| દિન પર દિન—દરરોજ. | |

---

## પાઠ ૯૩. સોમનાથના દરવાજાનાં કમાડ.

નવસેં વરસ પર હિંદુસ્તાનમાં હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. મુસલમાનોએ એ દેશ જીત્યો ન હતો, તે વારે અફગાનિસ્તાનના ગીજની શહેરમાં મહમુદ નામે મોટો મુસલમાન સુલતાન રાજ્ય કરતો હતો. જીવતાં લગી તેની મુખ્ય ઇચ્છા ઇસ્લામી ધર્મ ફેલાવવાની હતી. તેણે સત્તર સવારીઓ કરી હિંદુસ્તાન દેશ વેરાન કર્યો.

હિંદની છેક પશ્ચિમે અરબી સમુદ્રના કિનારા પર આવેલા સોમનાથ પાટણમાં મહાદેવનું એક પ્રખ્યાત દહેરૂં હતું. તેમાં પુષ્કળ દ્રવ્ય હતું. એ મંદિરમાં એક મોટી મૂર્તિ અંધારા ગભારામાં હતી. ત્યાં સોનાનાં રત્ન જડીત કોડીઆંમાં દીવા સળગાવતા. હેઠળ ભોંયરામાં સોનાના અને રત્નોના મોટા ભંડાર ભરેલા હતા. દરવાજાનાં કમાડ સુખડના લાકડાનાં બનાવેલાં હતાં. એક હજાર બ્રાહ્મણો સભામંડપમાં બેસી પૂજન કરતા, અને દરવાજા આગળ ૩૫૦ નટો નૃત્ય કરતા.

હિંદુસ્તાનના તમામ ભાગોમાંથી જાત્રાળુઓ દહેરૂં જોવાને તથા મૂર્તિને ભોગ ધરાવવાને આવતા.



**સોમનાથ**ની ખ્યાતિ **મહમુદ**ના સાંભળવામાં આવી, ત્યારે તેણે દેવળ પર હલ્લો કરી મૂર્તિનું ખંડન કરવાનું પણ લીધું. એ કારણથી તેણે મોટું લશ્કર જમાવ્યું, અને **પંજાબ**ને રસ્તે **ગુજરાત**ના **અણહીલવાડ** નગર તરફ કૂચ કરી: ત્યાંથી તે **સોમનાથ** જવા નીકળ્યો. રસ્તે ચાલતાં તેણે પુષ્કળ કિલ્લા જીતી લીધા અને મૂર્તિઓ ભાંગી નાખી. રણ ઓળંગી તે **સોમનાથ**ના કિલ્લા આગળ આવી પહોંચ્યો. એ કિલ્લાના કોટની સાથે દરીઆનાં મોજાં અથડાતાં હતાં. કોટની જંગીઓમાંથી લોકોએ **મહમુદ**ની મશ્કરી કરી તેને કહ્યું, કે તારામાં તાકાત હોય તો તું કિલ્લો જીતી લે. સુલતાને હલ્લો કરવાનો હુકમ કર્યો. બે દિવસ લગી લડાઈ ચાલી. **હિંદુઓ** મરણીઆ થઈ લડ્યા, પરંતુ તેઓમાંના સેંકડો માણસો કપાઈ મુઆ, અને છેવટે મુસલમાનો નગરમાં પેસી દહેરાની થડમાં આવી પહોંચ્યા. અહીં ભયંકર ખુનરેજી ચાલી. આખરે પોતાના દેવનું રક્ષણ કરવામાં લગભગ તમામ **હિંદુઓ**એ પ્રાણ ખોયા. કહે છે કે પછી **મહમુદે** મૂર્તિ

ભાંગવાની આજ્ઞા કરી. જે થોડાક બ્રાહ્મણો જીવતા રહ્યા તેમણે મૂર્તિ નહિ ભાંગવા માટે પુષ્કળ દ્રવ્ય આપવા માંડ્યું, પરંતુ તે ન લેતાં તેણે એવો જવાબ વાળ્યો કે મૂર્તિ વેચવા કરતાં ભાંગવાથી મારી નામના થાય તે મને વધારે ગમે છે. પછી મૂર્તિના કકડે કકડા કર્યા, એટલે તેના પેટામાંથી ઢગલે ઢગલા રત્નો નીકળી પડ્યાં.

આ વાત ખરી છે કે ખોટી તે આપણાથી કહી શકાય નહિ, પરંતુ કહે છે કે **મહ**મુદ મૂર્તિનો એક કકડો પોતાની જોડે લઈ ગયો, અને **ગીઝ**નીમાં પોતાની મોટી કબરમાં જડવાને માટે તેનું પગથીઉં કરાવ્યું. તે તમામ ખજાનો તથા સુખડનાં કમાડ પણ પોતાની જોડે લઈ ગયો. એ કમાડ તેણે પોતાની કબરના દરવાજા આગળ મુકાવ્યાં. આઠસેં વરસ પછી અંગ્રેજોએ **અ**ફગાનિસ્તાન પર ચઢાઈ કરી **ગી**ઝની શહેર લઈ લીધું, ત્યારે કેટલાંક સુખડનાં કમાડ ત્યાં તેમના જોવામાં આવ્યાં. **મહ**મુદ જે કમાડ લઈ ગયો હતો તેજ એ છે, એવું માનીને અંગ્રેજોએ તેને **હિં**દમાં આણી **સો**મનાથના દેવસ્થાનને પાછાં આપવાનો નિશ્ચય કર્યો. પરંતુ તે અસલમાં ખરેખરાં ન હતાં, પણ પછવાડેથી બનાવેલાં અને નવાં છે એવું માલમ પડ્યું. જુનાં કમાડ તો ઘણો સમય થયાં નાશ પામ્યાં હતાં. એ કારણથી તે કમાડ **આ**ગ્રા લગી આણ્યાં ખરા, પણ ત્યાં ને ત્યાં રહ્યાં ને પાછળથી વિસારે પડ્યાં.

**મ**હમુદના ગયા પછી તરતજ ગુજરાતના રાજા **ભી**મદેવે અને ફરીને પાછળથી ચાલુક્ય વંશના રાજા કુમારપાળે એ દેવસ્થાન સમરાવ્યું હતું. કુમારપાળે સમરાવેલું દેવળ અદ્યાપિ છે. તે દેવળનું ચિત્ર આ પાઠમાં આપ્યું છે.

---

અદ્યાપિ—આજ સુધી.
ઇસ્લામી—મુસલમાની.
ખુનરેજી—કતલ.
ખ્યાતિ—નામના; કીર્તિ.
જંગીઓ—તોપની બારીઓ.
તાકાત—બળ.
નૃત્ય—નાચ.
વિસારે પડ્યાં—ભૂલી જવામાં આવ્યાં.

## पाठ ५४. सुरतमां अंग्रेजोनुं प्रथम आववुं.

સુરત ગુજરાતનું જુનું અને પ્રસિદ્ધ શહેર છે. પહેલાં હિંદુસ્તાનની પશ્ચિમે એ મુખ્ય બંદર હતું. સોળમા સૈકામાં મોગલોએ ગુજરાત જીતી લઈ સુરત કબજે કર્યું, અને ત્યાં ખાસ સુબો નીમ્યો. કોઈ કોઈ વાર ખુદ પાદશાહનો કુંવર સુબો થઈને આવતો. એ શહેરમાં પૈસો ઘણો હતો અને નામીચું બંદર હોઈ તેમાં સારૂં બારૂં હતું. યુરોપી લોકો હિંદુસ્તાનમાં આવવા લાગ્યા, તે વારે તેમણે સુરતમાં આવી ધંધો રોજગાર ચલાવવાની જગા મેળવવાનો પ્રયત્ન કર્યો. સૌથી પહેલાં અહીં ફીરંગી કે પોર્ટુગીઝ લોક આવ્યા. તેમણે આખા મલબાર કાંઠા પર થોડા સમયમાં ઘણી સત્તા મેળવી.

પોર્ટુગીઝ લોકો આવ્યા પછી શુમારે સો વરસે પહેલ વહેલું અંગ્રેજી વહાણ સુરત બંદરે આવ્યું. એ વહાણના કપ્તાને ઇંગ્લાંડના રાજાએ જહાંગીર પાદશાહને લખેલો કાગળ આણ્યો હતો. તેને લોકો માયાળુ અને વિવેકી જણાયા, અને શહેરનો દેખાવ જોઈને તે બહુ ખુશી થયો. પરંતુ ફીરંગીઓએ અદેખાઈ કરી અંગ્રેજોને ઘણા હેરાન કર્યા. ગુજરાતના મોગલ સુબા તરફથી અંગ્રેજોને વેપાર કરવાની પરવાનગી મળી, પરંતુ એથી તેમને ઝાઝો લાભ થયો નહિ. અંતે તેમનો કપ્તાન આગ્રે જઈ જહાંગીર પાદશાહને મળ્યો. પાદશાહે તેનો સત્કાર કરી રક્ષણ કરવાનું વચન આપ્યું. અંગ્રેજોની સત્તા વધી પડે, તે પહેલાં તેમને હરિફાઈ કરતા અટકાવવાનો ફીરંગીઓએ ઠરાવ કર્યો. એથી તેમણે આસરે સિત્તેર વહાણોનો કાફલો તૈયાર કર્યો. એ કાફલામાં ૮૦૦૦ માણસો અને ૨૩૫ તોપો હતી. આ મોટી ફોજ લઈને તેઓ સુરતની થડમાં આવેલા સુંહાલી ગામમાં અંગ્રેજનાં ચાર વહાણો પર તૂટી પડ્યા. અંગ્રેજો દૃઢતાથી સામા થયા અને પોર્ટુગીઝો આખો દિવસ લડ્યા, તોપણ તેમનાથી અંગ્રેજોનાં વહાણો લઈશકાયાં નહિ. ઉલટું તેમણે પોતાનાં ત્રણ વહાણ ખોયાં. પછી તેમણે અંગ્રેજોને ઘેરી લઈ અગ્નિનૌકા વડે તેમનાં

વહાણો બાળી નાખવાની તજવીજ કરી. એમાં પણ તેઓ ફાવ્યા નહિ, અને થોડા વખત પછી લડાઈ બંધ પાડી હંકારી ગયા.

થોડાં વરસ પછી ઇંગ્લાંડના રાજાએ સર **ટોમસ રો** નામે ખાસ વકીલને જહાંગીર પાદશાહના દરબારમાં મોકલ્યો. પાદશાહ જોડે દોસ્તી થવાથી તેણે **સુરત**માંના પોતાના જાતભાઈઓની સ્થિતિ સુધારવાને બન્યું તેટલું કર્યું. શાહજાદો **ખુશરૂ** નામે પાદ-શાહનો કુંવર **સુરત**નો સુબો હતો, તેની જોડે કોલકરાર કરી તેણે ધંધો ચલાવવા સારૂ નદી કિનારે કોઠી બાંધવાની અંગ્રેજોને રજા અપાવી. એ કોઠી હાલ પણ છે. જે નાના બંદરમાં નાનાં અંગ્રેજી વહાણો માલ ભરીને આવતાં, તે બંદર પણ જોવામાં આવે છે. એ કોઠી અંગ્રેજી સત્તાનું બીજ હતું એમ કહીએ તો ચાલે. એમાંથી એ સત્તાનો આરંભ થઈ હિંદમાં તે સર્વત્ર ફેલાઈ.



સુરતમાં બાંધેલી અંગ્રેજની જુની કોઠી.

અંગ્રેજોએ કંપની ઉભી કરી તેના રોજગારનું મથક એ કોઠી

થઈ પડી. પરંતુ તેમના ઘણા દુશ્મનો હતા. ફીરંગીઓ, વલંદા વગેરે યુરોપી લોકો તેમના પર અદાવત રાખતા એટલુંજ નહિ, પરંતુ કેટલાક દેશીઓ પણ તેમના તરફ કરડી નજરે જોતા. એ કારણથી કોટ બાંધી કોઠીને મજબુત કરવાની જરૂર પડી. તેમણે એ પ્રમાણે કર્યું તે ઠીક થયું; કારણ કે જ્યારે **શિવાજીએ** અને મરાઠાઓએ ઈ૦ સ૦ ૧૬૬૪માં **સુરત** શહેર લૂટ્યું, ત્યારે તેમણે એ કોઠી પર હલ્લો કર્યો હતો, તે અંગ્રેજો હઠાવી શક્યા હતા. મરાઠાઓએ દરવાજા પર બંદુકની ગોળીઓ મારી હતી, તેનાં નિશાન હજી સુધી નજરે પડે છે. એવી ઘણીક મુશકેલીઓ નડ્યા છતાં અંગ્રેજોની ચઢતી કળા થતી ગઈ. પરંતુ વખત જતાં **સુરત**નું બારૂં કચરાથી પુરાઈ જવા લાગ્યું, અને શહેરની પડતી દશા થવા માંડી. એ કારણને લીધે અને એ અરસામાં અંગ્રેજોને **મુંબઈ** બેટનો કબજો મળ્યાથી ત્યાં તેમણે પોતાનું મથક કર્યું. એ વખતથી **સુરત**ને બદલે **મુંબઈ** પશ્ચિમ **હિંદુસ્તાન**માં મુખ્ય બંદર થઈ પડ્યું.

---

અગ્નિનૌકા—ઝટ સળગી ઊઠે એવા પદાર્થ ભરેલા હોય, અને દુશ્મનનાં વહાણોને ભરવીને સળગાવી મૂકવાને આંકડીઓ હોય એવું વહાણ.

કોલકરાર—બોલી.

ચઢતી કળા—આબાદી.

બારૂં—વહાણ લંગર કરવાની જગ

વલંદા—યુરોપ ખંડમાં વિલાયતની ચડમાં આવેલા હોલાંડ દેશના રહેવાસીઓ.

સત્કાર—આદરમાન.

---

## पाठ ५९. समस्या.

सवाल.—शिर उपर गंगा वसे, कोटे रुंढनी माळ;
वृषभ वाहन कोण करे, शिव वीण कोण भूपाळ.

उत्तर—एक भरे एक ठालवे, नीत नीत नीरशुं नेह;
दिन दिन फरतुं दाखवे, रेंट चक्रनुं जेह.

स० एक नरे नरने गळ्यो, तेथी शोभे तंन;
एतो उत्तम जन घणो, समजो तमे सज्जन.
उ० पग विनानो परवरे, नर बहु राखे नेह;
उज्वळ अंगे ओपतो, जामो कहीए तेह.
स० भरे फाळ पण मृग नहि, नहि ससलो नहि श्वान;
मों उंचुं पण मोर नहि, समजो चतुर सुजाण.
उ० वाहन शुक्राचार्यनुं, हरनिश रे' जळ मांय;
जीभ विना बोले घणुं, मेडक ते कहेवाय.
स० नारी पण निर्बळ नहि, काळी पण नहि कोल;
दरमां रहे नहि नागणी, उत्तर एनो बोल.
उ० कायर कर शोभे नहि, शूराने मन सार;
आ उत्तम देहनी रक्षणी, तारुणी ते तरवार.
स० पढतो पण पंडित नहि, पूर्यो पण नहि चोर;
चतुर होय तो चेतजो, मधुरो पण नहि मोर.
उ० पवित्र पंखीनी जातमां, वाचा बोले वीर;
वनवासी वन नीपजे, कामनी ते तो कीर.
स० चाले छे पण चरण नहि, ऊडे पण नहि पांख;
लाखे सायो नव रहे, सउको देखे आंख.
उ० ऊडे ते आकाश भणी, घरमां रहे गेंघाट;
धुमाडो नरधारीए, विचरे वसमी वाट.

**शामळभट.**

---

કામની—સ્ત્રી.
કીર—પોપટ.
તારૂણી—જુવાન સ્ત્રી.
નેહ—પ્યાર; સ્નેહ.
મેડક—દેડકો.
રૂઢ—ખોપરી.
વૃષભ—બળદ.
શુક્રાચ્યાર્ય—દૈત્યના ગુરૂ.
શ્વાન—કુતરો.

---

## पाठ ५६. पत्रवहेवार.

આ દેશમાં અંગ્રેજી રાજ્ય સ્થાપન થયા પછી ટપાલખાતું નીકળ્યું છે. એથી દેશના કોઈ પણ ભાગમાં ઘણા ઓછા ખરચે કાગળો મોકલવાની સવડ સારી થઈ છે. મોટાં મોટાં ગામો અને શહેરોમાં ટપાલ ઓફિસો છે, અને ઘણું કરીને દરેક ગામથી કાગળો લઈ જવાની અને ત્યાં પહોંચાડવાની પાકી ગોઠવણ કરેલી હોય છે. દરેક ટપાલ ઓફિસમાંથી બે પૈસાની ટિકીટવાળાં પરબિડીઆં અને એક પૈસાવાળાં પત્તાં મળે છે. પૈસાવાળાં પત્તાં નાનાં હોય છે તેથી તેમાં થોડું લખી શકાય છે. કોઈ કોઈ લોક ટિકીટ ચોડ્યા વિના કાગળો મોકલે છે, પણ ટિકીટ ચોડીને મોકલવા તે વધારે સારૂં છે; કેમકે તેથી ખરચ ઓછો પડે છે અને કાગળો વહેલા પહોંચી શકે છે. ટપાલખાતું નીકળ્યું તે પહેલાં ખેપીઆ મારફતે કાગળો મોકલવામાં આવતા. એથી ખરચ ઘણો થતો અને કેટલીક વાર સહી સલામત કાગળો પહોંચતા પણ નહિ. એ જોતાં ટપાલખાતાથી કેટલો લાભ થયો છે તેનો સહજ વિચાર આવશે.

ગુજરાતીમાં જુદા જુદા માનવાચક શબ્દો વાપરી કાગળ લખવામાં આવે છે. જેને કાગળ લખવો હોય, તેની જોડેના સંબંધ પ્રમાણે તેના નામની પહેલાં માનવાચક શબ્દો લખવામાં આવે છે. તીર્થરૂપ, ચિરંજીવી, રાજમાન રાજેશ્રી, પ્રિયભાઈ, સૌભાગ્યવતી, ગંગાસ્વરૂપ વગેરે શબ્દોનો ઉપયોગ ઘટે તેમ કરવામાં આવે છે. કોઈ કોઈ વાર તો એક બે લીટી થાય એટલા માનવાચક શબ્દો જોડીને વાપરવામાં આવે છે.

" કાગળમાં ગમે તેટલા માનવાચક શબ્દો વાપરો, પણ પરબિડીઆ પર તો જેને કાગળ લખ્યો હોય, તેનું નામઠામ માત્ર એકજ માનવાચક શબ્દ વાપરી લખવું, અને તે ટુંકું અને સાફ અક્ષરે લખેલું હોવું જોઈએ. પરબિડીઆ પર નામઠામ સારૂં લખેલું ન હોય,

તો કાગળ જે ધણીના પર મોકલ્યો હોય તેને પહોચતો નથી, અને મોકલનાર ધણીને માગેલો જવાબ મળી શકતો નથી. કોઈ વાર શિરનામામાં જણાવેલા માણસનો પત્તો લાગતો નથી, ત્યારે કાગળ મોટી ટપાલ ઓફિસમાં મોકલવામાં આવે છે, ત્યાં તેને ફોડે છે અને મોકલનારનું નામઠામ જોઈ લઈ તેને પાછો પહોંચાડવામાં આવે છે. એ કારણથી કાગળ લખ્યાની તારીખ તથા લખનારનું નામઠામ કાગળમાં લખવાની જરૂરછે.

કાગળ સહીસલામત પહોંચે તે માટે નીચે આપેલી સૂચના ધ્યાનમાં રાખવી.

૧. પરબિડીઆ પર નામ ને પત્તો ચોકખા અક્ષરે લખવાં, અને તે સિવાય બીજું કંઈ લખવું નહિ. નીચે જણાવેલા નમુના પ્રમાણે તે લખવાં.

૨. સૌથી પહેલું જેને કાગળ મોકલવો હોય તેનું નામ તેના બાપના નામ સાથે લખવું. તેની નીચે તેનો રોજગાર કે ધંધો, પછી તેની નીચે તેના ગામનું નામ, અને છેલ્લે જીલ્લાનું નામ એમ ક્રમવાર લખવું.

૩. જો શિરનામામાં જણાવેલો માણસ મોટા શહેર કે કસ્બામાં રહેતો હોય, તો તેના મહોલ્લાનું નામ અને ઘરનો નંબર ધંધાના નામની નીચે લખવાં.

૪. ટિકીટ ચોડવી હોય તો પરબિડીઆની જમણી મેર ઉપલે છેડે ચોડવી.

૫. પરબિડીઆની ડાબી બાજુએ નીચલે છેડે મોકલનારનું નામ અને ગામ જણાવવું. એથી કરીને જેને કાગળ મોકલ્યો હોય તે લેવાની ના પાડે, અગર તેનો પત્તો ન લાગે, તો તે કાગળ ફોડ્યા વગર મોકલનાર ધણીને પહોંચાડી શકાય.

૬. ટપાલ ઓફિસવાળા કોઈ ગામે કાગળ મોકલવો હોય, તો

તે ગામનું નામ સાફ અક્ષરે સહેલથી વંચાય એવી રીતે લખવું. એથી તે ગામ જવાની કોથળીમાં તે કાગળ જલદી રવાને કરી શકાય છે.

[ શહેરમાં રહેનારનું શિરનામું. ]

રા૦ રા૦ શાકરલાલ લલ્લુભાઇ.
વકીલ.
નરસિંહજીની પોળ.
નાથાલાલ શિવલાલ. } ઘર. નં૦ ૫૦૧.
સાયણ. } વડોદરા.

[ ગામડામાં રહેનારનું શિરનામું. ]

રા૦ રા૦ પરભુરામ જીવણરામ.
તલાટી.
હરિશંકર રામશંકર. } સાયણ.
નડિઆદ. } જીલ્લે—સુરત.

ક્રમવાર—એક પછી એક.
ગંગાસ્વરૂપ—એ શબ્દ વિધવા સ્ત્રીના નામની પહેલાં વપરાય છે.
ચિરંજીવી—લાંબી મુદત જીવનાર. છોકરાંના નામની પહેલાં વડીલ આ શબ્દ વાપરે છે.
તીર્થરૂપ—તીર્થ જેવા પવિત્ર; બાપ. એ શબ્દ વડીલના નામ સાથે વપરાય છે.
માનવાચક—માન આપનારા.
સૌભાગ્યવતી—પરણેલી સ્ત્રી, જેનો ધણી જીવતો હોય તે.

## पाठ ५७. वर्षाऋतुनां चिह्न.

मालिनी वृत्त.

घडीँ घडीँ तडको ने छांयडो फेरवाए,
गरमीँथी उकळांटो प्राणीँने भारी थाए;
अहीँ तहीँ बहु दीसे दोडतां अभ्र काळां,
संकळ जन कहे ए वृष्टिना थाय चाळा. १.

फडफड फफडावे धूळमां चकी पांख,
पसरीज बग बेसे पांख पोतानी साफ;
अरणवथी किनारे आवतां पंखी भाळ्यां,
सकळ जन कहे ए वृष्टिना थाय चाळा. २.
फर फर फर आवे ठंड वा रातदा’डो,
खरर थरर शब्दे हालतां थाय झाडो;
रस बहु उतरे छे यंत्र मांहे रुपाळा,
सकळ जन कहे ए वृष्टिना थाय चाळा. ३.
अधिक भीनी हवा तो नित्य कर्ता* जणाए,
पसरी फूले सुगंधी आवती खूब थाए;
दूर थकी संभळाए वागता घंट टाळा,
सकळ जन कहे ए वृष्टिना थाय चाळा. ४.
कमी गरमी हवाए खार ते पीगळाए,
उधई कीडी मकोडी जोरमां ऊभराए;
तजवीज करतां रे बांधवे पंखी माळा,
सकळ जन कहे ए वृष्टिना थाय चाळा. ५.
रुडुं धनुष जणाए पीत सूर्यास्त भास,
अति उजळुं कुंडाळुं चंद्रनी आसपास;
वीजळी घणी ईशाने नैर्ऋता वा शीताळा,
सकळ जन कहे ए वृष्टिना थाय चाळा. ६.

**नर्मदाशंकर.**

---

અભ્ર—વાદળાં.
અરણવ—સમુદ્ર.
નૈર્ઋતા—દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની દિશાના.
પીત—પીળો.
યંત્ર—સતાર, સારંગી વગેરે.
રસ—મધુર સૂર.
વૃષ્ટિ—વરસાદ.
શીતાળા—ઠંડા.
સૂર્યાસ્ત—સૂર્યનું આથમવું તે.

---

* કરતાં.

## पाठ ५८. महाराणी विक्टोरिआ.



સને ૧૮૩૭થી સને ૧૯૦૧ લગી એટલે ૬૪ વરસ લગી કૈસરે-

હિંદ વિક્ટોરિઆ નામે સતીએ અંગ્રેજી રાજ પર અમલ ચલાવ્યો. તેમના પિતા વિલાયતના ત્રીજા જયોર્જ રાજાના નાના કુંવર હતા. એ રાજાનો સને ૧૮૨૦ માં કાળ થયો. મહારાણીનો જન્મ સને ૧૮૧૯ માં થયો, અને બીજે વરસે તેમના પિતા દેવલોક પામ્યા.

મહારાણીને ગાદી મળશે એવો સંભવ પ્રથમ દેખાતો ન હતો. તે ઘણુંકરીને ગાદીએ બેસશે એમ પાછળથી જણાયું. એ કારણથી તેમને ઘણી કાળજી લઈ નાનપણમાં સંપૂર્ણ કેળવણી આપવામાં આવી. પરંતુ તરૂણ શાહજાદીમાં ઉંચા દરજ્જાનું પણ અભિમાન ઉત્પન્ન થવા ન પામે, તે માટે તમે ગાદીનાં વારસ છો એવું તેમને ઘણા વખત સુધી કહેવામાં આવ્યું ન હતું. તેમની કેળવણી તથા આચરણ પર તેમની માતા કાળજી લઈ દેખરેખ રાખતાં. આવા મોટા રાજ પર અમલ ચલાવવાની તેમનામાં લાયકાત આણવાને તેમણે બનતી મહેનત કરી.

સને ૧૮૩૭ માં મહારાણી ગાદીએ બેઠાં, તે વારે તેમની અવસ્થા તરૂણ હતી, પરંતુ તેમના પ્રધાનો શાણા હતા. તેમણે રાજનો કારભાર ચલાવવામાં તેમને મદદ કરી. એ વખતે પણ મહારાણીમાં ડહાપણ અને વિવેક હોઈ તે તેમની સારી સલાહ પ્રમાણે ચાલતાં. થોડાં વરસ પછી આલ્બર્ટ નામે જર્મન શાહજાદા જોડે તેમનું લગ્ન થયું. તે ઘણા કેળવાએલા અને બુદ્ધિશાળી હતા, અને પોતાની પત્નીને સલાહ અને મદદ આપવાનો બનતો પ્રયાસ કરતા. તેમની નીતિ ઉંચા પ્રકારની હતી અને તેમના પર મહારાણીની ઘણી નિષ્ઠા હતી. સને ૧૮૬૧ માં તેમનો કાળ થયા પછી મહારાણી વિધવા રહી હંમેશાં શોક પાળતાં. પ્રિન્સ આલ્બર્ટ પર તમામ પ્રજાનો ભાવ સારો હતો, અને તેમના મરણ કેડે તેમના ઉમદા ગુણોની યાદગીરીમાં તેમનું નામ ભલા આલ્બર્ટ પાડ્યું.

મહારાણીને કેટલાક કુંવરો અને કુંવરીઓ હતાં. તેમના વડા કુંવર શહેનશાહ સાતમા એડવર્ડ છે.

મહારાણીની રીતભાત દબદબા ભરેલી હતી, પરંતુ તે બધા લોકો જોડે માયાળુપણે અને સભ્યતાથી વર્તતાં. જે લશ્કરી સિપાઈઓ અને ખલાસીઓ દરીઆ પર અને જમીન પર પોતાને માટે લડતા, તેમના પર તેમનું ઘણું હેત હતું. લડાઈમાંથી જે સિપાઈઓ ઘાયલ થઈને આવતા તેમને તે જાતે ઘણી વાર જોવા જતાં. વળી તે દયાળુ અને પરગજુ હોઈ કંગાળ અને માંદાં માણસોને મદદ કરતાં. પંડે સારી કેળવણી પામેલાં હોવાથી વિદ્યાની બૂજ જાણી વિદ્વાનોને તથા શાસ્ત્ર જાણનારાને ઉત્તેજન આપતાં. પોતાનાં બધાં સંતાનોની કેળવણી પર પણ તે ઘણું લક્ષ આપતાં. તે હંમેશાં પોતાના જ્ઞાનમાં વધારો કર્યા કરતાં. ઘડપણમાં પણ એ કામ તેમણે છોડી દીધું ન હતું; કારણકે પોતાની હિંદી પ્રજામાંના જે લોકો તેમની મુલાકાતે આવતા, તેમની જોડે વાત કરી શકાય તેટલા માટે ઘણી મહેનત લઇને તે હિંદુસ્તાની ભાષા શીખ્યાં.

તે હિંદુસ્તાનમાં પધાર્યાં ન હતાં, તોપણ આપણા દેશ પર તથા અહીંના લોકો પર ઘણી મમતા રાખતાં. પોતાને હિંદુસ્તાની ભાષા શીખવવાને ભણેલો મુસલમાન મુનશી રાખ્યો હતો, અને પોતાની તહેનાતમાં હિંદના નોકરો રાખ્યા હતા. સને ૧૮૫૮માં તેમણે હિંદનો કારભાર કંપની કનેથી પોતાને હસ્તક લીધો. પછી તેમણે એક જાહેરનામું, જે મહારાણીનો ઢંઢેરો કહેવાય છે તે પ્રસિદ્ધ કર્યો, અને પોતાની તમામ હિંદી પ્રજાઓના ધર્મ અને રિવાજો પર ધ્યાન આપી દયા અને ન્યાયથી, અમલ ચલાવવાને અમલદારોને ફરમાવ્યું. સને ૧૮૭૭માં તેમણે કૈસરેહિંદ પદ ધારણ કર્યું. એ વેળા તેમના માનમાં દિલ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. હિંદુસ્તાનમાં મોટો દુકાળ પડ્યો, તે વારે લોકો પર પડેલાં સંકટો સાંભળીને તેમને ઘણો ખેદ થયો હતો, અને ખાસ સંદેશા મોકલી પોતાની દાઝ દેખાડી હતી.

મહારાણીના લાંબા અમલમાં અંગ્રેજી રાજના વિસ્તાર અને

આબાદીમાં અજાયબી પમાડે એવો વધારો થયો હતો, અને તમામ પ્રજાઓની સ્થિતિ ઘણી સુધરી હતી. એથી તેમની સઘળી પ્રજાઓ ઘણા પૂજ્યભાવથી તેમનું નામ હાલ સંભારે છે અને સદા સંભારશે.

---

કૈસરેહિંદ—એ નામનો ઇલકાબ.
નિષ્ઠા—ભાવ; આસ્થા.
પૂજ્યભાવ—પવિત્ર લાગણી.
પ્રયાસ--મહેનત.

---

## पाठ ५९. राजगीत.

रक्ष देव तुं महाराजा.

( १ )

रक्ष देव तुं महाराजा,
बहु जीवजो प्रौढ राजा;
रक्ष देव राजा.
एमने कर जयवंत मस,
सुख कीर्तिनो दे यश;
लंबाव राज बहु वरसः
रक्ष देव राजा.

( २ )

ओ ईश ! जगदीश ! तुं ऊठ !
वेरी विखेरवा रूठ;
आण तेमनो काळ.
बंध पाड द्वेष क्लेश बधो,
ज्ञान ने हुन्नर वधो;
अम घेर जंप संप सधोः
कल्याण सर्व काळ.

( ३ )

गंजथी दान श्रेष्ठ तुं कर,
जाथु महा एडवर्ड उपर;
बळ कीर्ति क्षेम.
रंक राय सदभिमाने,
एमनुं राज पूज्य जाणे;
ज्यां त्यांना लोक आणेः
नाम प्रत्ये प्रेम.

( ४ )

तुज पांखमां एमने धर,
शक्तिमान राजेश्वर;
नाथ महाज्ञानी.
थाय प्रार्थना बहु शुभकार,
पूर्वथी पश्चिम पार;
राज भक्त एक दील स्वीकारः
रक्ष देव महाराजा

के० न० काबराजी.

---

ક્ષેમ—સુખ.
ગંજ—ઢગલો.
પ્રૌઢ—ઘણા મોટા.
મહાજ્ઞાની—મોટા જ્ઞાનવાળા.
શુભકાર—સારૂં-કલ્યાણ કરનારી.
સદભિમાને—સારી ઉંચી લાગણીથી.
સ્વીકાર—કબુલ કર.

---

# ચોથી ચોપડી—ભાગ ૨.

## પાઠ ૬૦. અશોક.

હિંદુઓના પુરાણો પરથી જણાય છે, કે ગુજરાતમાં અસલ જાદવ કુળના રાજાઓ રાજ્ય કરતા હતા. એ રાજાઓમાં

**શ્રીકૃષ્ણ** અને તેમના ભાઈ **બળદેવ**નાં નામ જાણીતાં છે. તેઓની રાજધાની **દ્વારકા**માં હતી. જાદવ વંશનો નાશ થયા પછી સેંકડો વરસે ગુજરાત પર મૌર્ય વંશના રાજાઓનો અમલ ચાલુ થયો. એ વંશની સ્થાપના આજથી લગભગ ચોવીસેં વરસ પર **મગધ** દેશમાં થઈ હતી. **મગધ**ને હાલ **બિહાર** કહે છે. તેની રાજધાની **પાટલિપુત્ર** નામે નગરમાં હતી. એ નગર હાલ જ્યાં **પટણા** શહેર છે, તેની થડમાં **ગંગા** અને **શોણ** નદીના સંગમ પર હતું. કહે છે કે તે નદીઓમાં પૂર આવ્યાથી આ નગરનો પાછળથી નાશ થયો હતો.

મૌર્ય વંશના રાજાઓ ઘણા સમર્થ હતા. પરદેશના મોટા મોટા રાજાઓ સાથે તેમને મિત્રાચારી હતી. મૌર્ય વંશનો પહેલો રાજા **ચંદ્રગુપ્ત** કરીને થયો. તેના વખતમાં **યુનાન** દેશનો મહાન **સીકંદર હિંદુસ્તાન** ઉપર ચઢી આવ્યો હતો. **ચંદ્રગુપ્ત**ના એક અધિકારીએ **ગીરનાર**ની થડમાં **સુદર્શન** નામે તળાવ બંધાવ્યું હતું. એ વંશમાં **ચંદ્રગુપ્ત** અને તેનો પૌત્ર **અશોક** એ બે રાજા વધારે નામાંકિત થઈ ગયા છે. **અશોક** ઈ. સ. પૂ. ત્રીજા સૈકામાં **મગધ**ની ગાદી પર બેઠો. એના વખતમાં **મગધ**ના રાજ્યની સત્તા લગભગ આખા **હિંદુસ્તાન**માં ફેલાઈ. તેણે પોતાના મોટા રાજ્યના જુદા જુદા ભાગોમાં નિરાધારને રહેવા ધર્મશાળાઓ બંધાવી, અને રોગીને ઓસડ આપવા દવાખાનાં સ્થાપ્યાં. તેણે ઠામ ઠામ ધોરી રસ્તા પર વાવ, કુવા, ચોતરા વગેરે બંધાવ્યાં, અને તેની બાજુ પર ઝાડો રોપાવ્યાં. તેણે બૌદ્ધ ધર્મને માની તેને મોટો આશ્રય આપ્યો. એ ધર્મના નિયમો નક્કી કરવા માટે તેણે બૌદ્ધ સાધુઓની મોટી સભા મેળવી, અને ઉપદેશ કરવાને પરદેશ સાધુઓ મોકલ્યા. એ રાજાએ રાજ્યના કેટલાક ભાગમાં પત્થરના સ્તંભો ઉભા કરી તે પર પોતાના ધર્મનાં મૂળતત્ત્વો તથા નીતિનાં વચનો પ્રજાના બોધ માટે કોતરાવ્યાં હતાં, તે હજી કાયમ છે. એવો એક લેખ **ગીરનાર** પર્વતની તળેટીમાં છે. લેખની લિપિ ઘણી જુની છે, તેથી જેને

ઉકેલતાં આવડે તેજ તે વાંચી શકે છે. એ લેખમાં મુખ્યત્વે કરીને એવું કહ્યું છે કે કોઈએ પશુની હિંસા કરવી નહિ. સૌએ માબાપ અને વડીલોની આજ્ઞા પાળવી, સગાંવહાલાં પર પ્રેમ રાખવો, અને નીતિમાન બ્રાહ્મણ શ્રમણોને માન આપવું. કોઈએ ઉડાઉ થવું નહિ, બીજાની નિંદા કરવી નહિ, અને જાતે સદાચાર પાળી બીજાને તેવો બોધ કરવો. રાજ્યના અધિકારીઓએ લોકોનું હિત સાચવવું. જુદા જુદા પંથના સાધુઓએ હળી મળીને રહેવું. પોતાનો મત બીજા પાસે પળાવવાનો આગ્રહ કરવો નહિ. કોઈએ પોતાના ધર્મનાં વખાણ કરવાં નહિ અને પારકા ધર્મને વખોડવો નહિ. એ સિવાય બીજી ઘણી આજ્ઞાઓ તે લેખમાં છે.



ગીરનાર પર્વત.

**અશોક** રાજાના વૃત્તાંત પરથી જણાય છે, કે તે ઘણો દયાળુ ને પરોપકારી હતો. તેણે પોતાનું રાજ્ય ઘણા પરાક્રમ, ડહાપણ અને નીતિથી ચલાવ્યું હતું.

આપણામાં કહેવાય છે કે **લંકાની લાડી ને ઘોઘાનો વર.** એ કહેવતનું મૂળ **અશોક**નો ભાઈ હોય એમ જણાય છે. તે રાજ-કુંવર **ઘોઘા** બંદરેથી વહાણમાં બેસી કેટલાક સાથીઓ લઈ **લંકા**માં ગયો હતો, અને ત્યાંના રાજા કને બૌદ્ધ ધર્મ મનાવી તેની કુંવરી પરણી લાવ્યો હતો.

---

જાદવકુળ—એ કુળનો મૂળ સ્થાપનાર યદુ નામે રાજા હતો તે ઉપરથી એ નામ પડયું છે.
નિરાધાર—આધારવિનાના; ગરીબ.
પુરાણો—હિંદુઓના એ નામના જુના ગ્રંથો.
મૂળતત્ત્વો—જે મુદ્દા કે સિદ્ધાંતો પર ધર્મ રચાયો હોય તે.
યુનાન દેશ—યુરોપ ખંડમાં ગ્રીસ નામે દેશ છે તે.
શ્રમણ—સાધુઓ.
સમર્થ—બળવાન.

---

## पाठ ६१. भुवड अने जयशिखरीनुं युद्ध.

**અશોક** રાજાની પછી લગભગ ૩૦ વરસે **ગુજરાત** ઉપરથી તેના વંશજોની સત્તા ઊઠી ગઈ, અને તેને ઠેકાણે પરદેશી રાજાઓનો અમલ શરૂ થયો. તેમની સત્તા લગભગ છસેં વરસ રહી. તેઓમાં ક્ષત્રપ નામના રાજાઓ થયા તે બળવાન હતા. ત્યાર-પછી ઉત્તર **હિંદુસ્તાન**ના ગુપ્ત વંશના બળવાન રાજાઓના હાથમાં **ગુજરાત**નું રાજ્ય ગયું. ગુપ્ત વંશ કેડે વલભી વંશ થયો. તેની રાજધાની **વલભીપુર**માં હતી. **ભાવનગર**ની પાસે હાલ **વળા**-નામે ગામ છે, તેની આસપાસ એ નગરનાં ખંડેરો હજી નજરે પડે છે. વલભી વંશનો અમલ લગભગ અઢીસેં વરસ ચાલ્યો. તે દરમિઆન **ગુજરાત**ની સ્થિતિ ઘણી સારી હતી. એ વંશના રાજાઓ પોતાને ક્ષત્રિય કહેવડાવતા, પણ તેઓ ગુર્જર નામની એક હલકી જાતના હતા. તેમનું આખું રાજ્ય **ગુર્જર** રટ્ટ કહેવાતું. તે ઉપરથી આપણા મુલકનું નામ **ગુજરાત** પડ્યું.

વલભી વંશના વખતમાં **ગુજરાત**માં કોઈ કોઈ ઠેકાણે બીજાં નાનાં રાજ્યો પણ હતાં. એવું એક રાજ્ય **ગુજરાત** ને **કચ્છ**ની

વચ્ચે પંચાસરનું હતું. વલભી રાજ્યની પડતી થયા પછી તે ચઢતીમાં આવ્યું. ત્યાં ઇસ્વી સનના સાતમા સકામાં ચાવડા વંશનો જયશિખરી નામે રાજા રાજ્ય કરતો હતો. તે યુદ્ધમાં નીડર ને એક વચની હતો. તે સમયે બીજું એક રાજ્ય ગુજરાતની દક્ષિણે ચાલુક્ય વંશના રાજા ભુવડનું હતું. એ રાજા યુદ્ધનો શોખીન અને અભિમાની હતો. એક વખતે જયશિખરીનો શંકર નામે ભાટ ભુવડના દરબારમાં ગયો, અને તે રાજાની આગળ જયશિખરીનાં, તેના રાજ્યનાં, અને તેની રૂપવંતી રાણી રૂપસુંદરીનાં તેણે ઘણાં વખાણ કર્યાં. ભુવડ તે સાંખી શકયો નહિ. તેણે એકદમ એક મોટું લશ્કર તૈયાર કરી તેના સોળ મોટા પટાવતની સરદારી નીચે પંચાસર જીતી લેવાને મોકલ્યું, ઈ. સ. ૬૯૬. એ લશ્કરે આવી પંચાસરથી પાંચ ગાઉ ઉપર મુકામ કર્યો. ભુવડનાં માણસો સ્ત્રી કે પુરૂષ આવતાં જતાં જણાય તેને બાંધીને ફોજમાં લઈ જતાં, અને આસ પાસનાં ગામ લૂટી લેતાં. જયશિખરીએ તે વાત સાંભળી તરતજ પોતાની ફોજ તૈયાર કરી, અને એકદમ જઈને શત્રુની ફોજને ઘેરી લીધી. તેના શૂરા સરદાર સુરપાળે ભુવડના ચંદ પટાવત પર હલ્લો કરી તેને સખત ઘાયલ કીધો, અને તેનાં માણસોની ભારે કતલ કરી. ભુવડની સેના જીવ લઈને નાઠી. લશ્કર હાર્યું છે એવી ખબર ભુવડને થઈ, કે તરતજ તે પંડે બીજું લશ્કર લઇ ચઢી આવ્યો, અને પંચાસરને તેણે ઘેરો ઘાલ્યો. કેટલુંક લશ્કર લઈ ભુવડે કોટને ઉગમણે દરવાજે પડાવ નાખ્યો. પટાવત મિહીરે બાકીનું લશ્કર લઈ ઉત્તર તરફનો દરવાજો રોકયો. જયશિખરી પોતાનું લશ્કર લઇ ભુવડની સામો ગયો, અને સુરપાળ પોતાનાં માણસો સાથે મિહીર ઉપર ધસ્યો. કોટ આગળ બાવન દિવસ સુધી લડાઈ ચાલી. અંતે ભુવડ થાકયો, ત્યારે તેણે સુરપાળને ફોડવાની તજવીજ કીધી. સુરપાળ જયશિખરીનો સાળો હોઈ શૂરવીર ને નીમકહલાલ હતો, તેથી તે ડગ્યો નહિ ને ભુવડ નિરાશ થયો. છેવટે ભુવડ મરણીઆ થઈ એક

વાર ફરી હલ્લો કીધો. તેમાં તેણે જયશિખરીની મોટી ફોજ કાપી નાખી. એક તરફ સુરપાળે ઘણું પરાક્રમ બતાવી ભુવડના ભટ નામના પટાવતને ઠાર કર્યો. બીજી બાજુએ ભુવડની ફોજે પશ્ચિમ તરફનો કિલ્લો તોડ્યો. તે ઉપરથી જયશિખરીએ સુરપાળને બોલાવી કહ્યું, કે મારો વંશ રાખવાને તું ઇચ્છતો હોય, તો તારી બેન ગર્ભવંતી છે તેને લઈને કોઈ શહેરમાં કે વનમાં એકદમ જા. શૂરો સુરપાળ યુદ્ધ છોડી જવાને નારાજ હતો, તોપણ સમય વિચારીને પોતાની બેનને વનમાં લઈ ગયો. રૂપસુંદરીને નિર્ભય ઠેકાણે મૂકી તે પાછો રણભૂમિ તરફ ચાલ્યો, પણ જયશિખરીના મરણ પહેલાં તે પહોંચી શક્યો નહિ.

અહીં સુરપાળના ગયા પછી ભારે યુદ્ધ જામ્યું. જયશિખરીનાં ઘણાં માણસો કપાઈ ગયાં. છેવટ તેની પાસે માત્ર દશ યોદ્ધા રહ્યા, તોપણ તેણે ત્રણ દિવસ સુધી લડાઈ ચલાવી. જયશિખરી યાહોમ કરીને ભુવડ ઉપર ધસ્યો, ને તેને છાતીમાં લાત મારી નીચે પાડ્યો; પણ એવામાં પાછળથી બે મલોએ આવી તરવાર વડે તેનું માથું ઉડાવી દીધું. કહે છે કે તેનું ધડ ત્રણ દિવસ સુધી ઝૂઝીને પડ્યું. એ પ્રમાણે પંચાસરનો બહાદુર જયશિખરી મરાયો, અને તેનું રાજ્ય ભુવડના હાથમાં ગયું.

---

કતલ—કાપાકાપી.
ખંડેર—ભાંગી પડેલી ઇમારત.
ઝૂઝીને—જુસ્સાથી લડીને.
નીડર—બીએ નહિ એવો.
પટાવત—રાજ્યનો મુખ્ય સરદાર.
યાહોમ કરીને—મરણીઆ થઇને.

---

## पाठ ६२. सिद्धराज जयसिंह.

જયશિખરીના મરણ પછી તેની રાણી રૂપસુંદરીએ વનમાં એક કુંવરને જન્મ આપ્યો. તે વનરાજ નામે ઓળખાયો. તેના મામા સુરપાળની દેખરેખ નીચે વનરાજ મોટો થયો, અને તેણે ભુવડના માણસોને હરાવી પોતાના બાપનું રાજ્ય પાછું મેળવ્યું,

ઈ૦ સ૦ ૭૨૦. તેણે **અણહીલપુર** નામે શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. **વનરાજ** પછી ચાવડા વંશના રાજાઓ **અણહીલવાડ**ની ગાદીએ બેઠા, તેમાંના કેટલાક બહાદુર અને કેટલાક બાયલા હતા. છેલ્લા રાજાને છોકરો ન હતો, તેથી તેની ગાદી તેના ભાણેજ **મૂળરાજ**ને મળી, ઈ૦ સ૦ ૯૬૧.



રૂદ્રમાળ.

**મૂળરાજ** **જયશિખરી**ને મારનાર **ભુવડ**ના વંશનો હતો, તેથી હવે **ગુજરાત**ની ગાદી સોલંકી કે ચાલુક્ય વંશમાં ગઈ. એ વંશના હાથમાં તે ઈ૦ સ૦ ૧૨૪૨ સુધી રહી. **મૂળરાજ** પછી છઠ્ઠો રાજા **સિદ્ધરાજ જયસિંહ** થયો, તે **ગુજરાત**ના સોલંકી રાજાઓમાં સૌથી શ્રેષ્ઠ હતો. તેનો પિતા **કરણ** મરી ગયો, ત્યારે તેનું વય માત્ર ત્રણ વરસનું હતું. એ કારણથી તે પુખ્ત ઉંમરનો થયો, ત્યાં સુધી રાજ્યનો સઘળો કારભાર તેની મા **મીનળદેવી**એ રૂડી રીતે ચલાવ્યો. એ રાણીએ પોતાના કારભારના વખતમાં બે

સુંદર તળાવો બંધાવ્યાં, તે આજે પણ કાયમ છે. એ સરોવરમાંનું એક **મીન**લસાર અથવા **મુ**નસર **વી**રમગામમાં છે, અને બીજું **મ**લાવ **ધો**ળકામાં છે.

**સિદ્ધ**રાજ શરીરે કદાવર હતો. તેના હાથના પોંચા આંગળીઓથી કાંડા સુધી શામળા રંગે હતા, અને બાકીના આખા શરીરનો રંગ ઉજળો હતો. તે ઉંમરે પહોંચ્યો એટલે તેણે રાજકારભાર પોતાના હાથમાં લીધો, અને આસપાસના રાજાઓ સાથે લડાઈ શરૂ કરી. **બા**બરીઆવાડનો **બ**બ્બર નામે એક સરદાર **શ્રી**સ્થળના બ્રાહ્મણોને ઘણો ત્રાસ આપતો હતો તેને હરાવી કેદ પકડ્યો.

**જુ**નાગઢની પાસે એક ગામમાં કોઈ કુંભારને ઘેર **રા**ણકદેવી નામે ઘણી ખૂબસુરત કન્યા હતી. તેને પરણવાનો વિચાર **સિદ્ધ**રાજે કર્યો, એટલામાં **જુ**નાગઢનો રાણો **રા**ખેંગાર તેને પરણી ગયો: એ ઉપરથી **સિદ્ધ**રાજે ક્રોધે ભરાઈ **જુ**નાગઢ પર ચઢાઈ કરી, અને તે શહેરને બાર વરસ સુધી ઘેરો ઘાલ્યો. **રા**ખેંગાર બહાદુરીથી લડ્યો, પણ અંતે હાર્યો ને માર્યો ગયો. **સિદ્ધ**રાજે તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું. **રા**ણકદેવીને લઈને પાછા ફરતાં **સિદ્ધ**રાજ **વ**ઢવાણ પહોંચ્યો, એટલે તે ત્યાં સતી થઈ. ત્યારપછી તેણે **મા**ળવાના રાજા **ય**શોવર્મા સાથે બાર વરસ સુધી લડાઈ કરી તેને કેદ પકડ્યો, અને તેનું રાજ્ય ખાલસા કર્યું. તે એક વાર **બુ**ંદેલખંડ ઉપર પણ ચઢાઈ લઈ ગયો હતો. તેણે **સિંધ** દેશના રાજાને માર્યો, અને ઉત્તરના રાજાઓ કને પોતાની આણ મનાવી. **લ**ડાઈમાં શૂરો છતાં **સિદ્ધ**રાજ કંઈક ઘાતકી હતો. **જુ**નાગઢ લીધા પછી **રા**ણકદેવીએ પરણવાની ના કહી, તેથી તેના બે બાળકોને તેણે મારી નાખ્યા. તેણે **ય**શોવર્માને લાકડાના પાંજરામાં પૂરીને પોતાના લશ્કરની સાથે ફેરવ્યો.

**સિદ્ધરાજ** પોતાના બાપદાદાની પેઠે શૈવ ધર્મ પાળતો. **મૂળરાજે** **શ્રીસ્થળમાં** **રૂદ્રમાળનું** દહેરૂં બાંધવું શરૂ કર્યું હતું તેને **સિદ્ધરાજે** પુરૂં કર્યું. એ કામની યાદગીરીમાં **શ્રીસ્થળનું** નામ **સિદ્ધપુર** પાડ્યું, અને **મૂળરાજની** પેઠે કેટલાક બ્રાહ્મણોને **ભાલમાં** ૧૦૧ ગામ દાન કર્યાં.

**સિદ્ધરાજે** સારાં સારાં બાંધકામો કરી **ગુજરાતની** ભૂમિને શોભાવી છે. તેણે પાટણમાં **સહસ્રલિંગ** નામે સરોવર બંધાવ્યું. **ડભોઈનો** કિલ્લો, **કપડવણજનો** કુંડ, **પાટણની** રાણીની વાવ વગેરે **સિદ્ધરાજે** બંધાવેલાં હોવાની દંતકથા ચાલે છે.

એ રાજા પંડિતોની સભા ભરતો, વિદ્વાનોને ઇનામો આપતો, અને કોઈ ધર્મને બાધ ન આવે એવી રીતે ચાલતો. **હેમાચાર્ય** પંડિત જૈન સાધુ છતાં તેને રાજા પોતાની પાસે રાખતો, અને વિદ્વાન તરીકે માન આપતો.

**સિદ્ધરાજ** લગભગ ૫૦ વરસ રાજ્ય કરી ઈ૦ સ૦ ૧૧૪૩ માં મરણ પામ્યો. **સધરા** **જેસંગના** નામથી **ગુજરાતનાં** લોકો **સિદ્ધરાજને** હજી પણ યાદ કરે છે. એનું પરાક્રમ, ઉદારતા, ધર્મ ઉપર ભાવ અને પ્રજાનું કલ્યાણ કરવાની વૃત્તિ જોતાં એના જેવો એકે રાજા **અણહીલવાડની** ગાદી પર થયો નથી.

---

| | |
|---|---|
| આણ—હુકમ. | શામળા—કાળા. |
| કદાવર—ઉંચો તે ભરાઉ. | શૈવ—શિવનો. |

---

## पाठ ६३. करणघेलो अने अलाउद्दीन.

જહાન **સિદ્ધરાજના** મરણ કેડે શુમારે સો વરસે વાઘેલા વંશનો **લવણપ્રસાદ** નામે એક ઉમરાવ સ્વતંત્ર થઈ પડ્યો. તેના વંશજોએ **ગુજરાતમાં** આસરે નેવું વરસ રાજ્ય કર્યું. જુના લેખો વાંચવાથી જણાય છે, કે તેઓ મોટા યોદ્ધા અને પ્રતાપી રાજા

હતા. આખરે એ વંશની પણ પડતી થઈ. તેનો છેલ્લો રાજા કરણદેવ એટલો તો નબળો અને બેવકુફ નીકળ્યો, કે તે કરણઘેલાના નામથી ઓળખાયો.

કરણઘેલો ગાદીએ બેઠા પછી થોડેક વરસે દિલ્હીના મોટા



મુસલમાન પાદશાહ અલાઉદ્દીનના ભાઈએ ગુજરાત પર સવારી કરી. મુસલમાનોએ અણહીલવાડ, જે પાટનગર હતું તે કબજે કર્યું, અને ઘણોખરો દેશ વેરાન કર્યો. રાજા નાસીને દોલતાબાદની પાસે આવેલા દેવગિરિમાં યાદવ રાજાના આશ્રય તળે જઈ રહ્યો. કહે છે કે એની પોતાની મૂર્ખાઈને લીધેજ એની પડતી થઈ. એનું કારણ એ કે એણે પોતાના એક પ્રધાનને મારી નાખ્યો, અને બીજાની સ્ત્રીને પકડી લઈ ગયો. એથી વેર રાખીને તે પ્રધાન દિલ્હીના પાદશાહ પાસે ગયો, અને ગુજરાત ઉપર સવારી કરી કરણઘેલાનું રાજ્ય ખુંચાવી લેવાને તેને આજીજી કરી.

રાજા પોતાનું રાજ્ય છોડીને નાસી ગયો, ત્યારે તેને પોતાની દોલત તથા રાણીઓને પાછળ મૂકી જવી પડી. એ રાણીઓમાંની એક કૌલાદેવી નામે હતી. તે બીજી રાણીઓ કરતાં વધારે ખૂબસુરત હતી. તેને પકડીને દિલ્હી લઈ ગયા. ત્યાં તે અલાઉદ્દીન પાદશાહની બેગમ થઈ.

પાદશાહ તે બેગમને ઘણું માન આપતો. તે સુંદર મહેલમાં રહેતી, અને દોલત તથા મોજમજાથી જે સુખ મળે તે બધું ભોગવતી હતી, તોપણ તેનું મન ઉદાસ રહેતું. તેનું કારણ એ કે દેવળદેવી નામે

તેની નાની છોકરી પાછળ રહી ગઈ હતી. તેને તેડાવી પોતાની પાસે રાખવાની તેની ઘણી મરજી હતી; પરંતુ એ બની શકે તેમ ન હતું. કારણ કે એ છોકરી પોતાના બાપ કુરણ સાથે હતી, અને એ વેળા ગુજરાત અને દેવગિરિ વચ્ચે આવેલા બાગલાણના ડુંગરોમાં તે ભટકતો ફરતો હતો. મોટી થતાં દેવળદેવીનું રૂપ તેની માના જેવું દીપી નીકળ્યું, અને દેવગિરિના યાદવ રાજાએ તેની જોડે લગ્ન કરવા ઇચ્છા કરી. પરંતુ તે જાતનો મરાઠો હતો. જોકે કુરણ નાસતો ફરતો હતો, અને તેના રક્ષણની તેને જરૂર હતી, તોપણ તેને રજપુત હોવાનું અભિમાન હતું. રજપુતની દીકરી મરાઠાને પરણે એ તેને અઘટિત લાગ્યું.

એ દરમિઆન દેવળદેવીને કુરણના કબજામાંથી લઈ દિલ્હી આણવા સારૂ બીજું લશ્કર મોકલવાને કૌલાદેવીએ આખરે પોતાના ધણી અલાઉદ્દીનને સમજાવ્યો. મુસલમાન ફોજ બાગલાણ ભણી કૂચ કરી કુરણની પાછળ પડી. ગુજરાતનો રાજા બહુ બહાદુરીથી લડ્યો, પરંતુ બે બાજુએથી આફતમાં સપડાઈ જવાથી તેણે છેવટે દેવળદેવીને યાદવ રાજા જોડે પરણાવવાનો નિશ્ચય કર્યો. એ કારણથી તેણે દાસીઓ અને રખવાળો આપી તેને દેવગિરિ મોકલી દીધી. રસ્તે ચાલતાં એ માણસોને કેટલીક મુસલમાન ફોજ મળી. બંને વચ્ચે ઝપાઝપી થઈ. કુંવરીનો ઘોડો ઘાયલ થયો અને તે ભોંય પર પડી. મુસલમાનોએ તેને ઝાલી લીધી, અને એ દેવળદેવી છે એવું માલમ પડવાથી તેને દિલ્હી લઈ ગયા. દેવળદેવી ફરીને મળી તેથી કૌલાદેવીને આનંદ થયો, અને તે પોતાની માની જોડે મહેલમાં રહી. પછી પાદશાહનો સૌથી વડો શાહજાદો નામે ખીજરખાન હતો તેની નજરે તે પડી, અને તેને પરણવાની તેની ઇચ્છા થઈ. પરંતુ ખીજરખાનની માની મરજી તેને તેની જોડે પરણવા દેવાની ન હતી, તેથી બીજી શાહજાદી જોડે તેનું લગ્ન કર્યું. પણ એમ થવાથી શાહજાદાનું દીલ નારાજ થયું, અને તેને

લીધે તેનું શરીર નબળું પડી ગયું. એથી આખરે માએ પોતાની હઠ છોડી દીધી, અને પાદશાહને સમજાવીને શાહજાદાને દેવળદેવી જોડે પરણવા દઈ તેને પોતાની બીજી બેગમ કરવા દીધી. મુસલમાન શાહજાદાનું લગ્ન હિંદુ રાજકન્યા જોડે થયું તે વિષે ફારસી ભાષામાં સુંદર કાવ્ય રચાયું. પરંતુ બાપડા રાજા કરણઘેલાનું શું થયું તે જાણવામાં આવ્યું નથી. એવું ધારવામાં આવે છે, કે તે રવડી રખડીને છેવટે શોક અને દુઃખથી મરણ પામ્યો.

---

કાવ્ય—કવિતાનું પુસ્તક. | પાટનગર—રાજધાની.

---

## પાઠ ૬૪. અહમદશાહ.



માણેકચોકમાંની અહમદશાહની કબર.

ગુજરાતનો છેલ્લો વાઘેલો રાજા કરણ હારીને નાઠો, તે કેડે દિલ્હીના પાદશાહે ઠરાવેલા મુસલમાન સુબા ગુજરાતમાં અમલ

ચલાવતા. પરંતુ જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ દિલ્હીનાં પાદશાહોની સત્તા ઘટવા માંડી. તેઓએ રૂડો અમલ ચલાવ્યો નહિ, અને તેઓમાંના કેટલાક નઠારા અને દુરાચરણી નીકળ્યા. પાદશાહોની નબળાઈનો લાભ લઈ દૂરના પ્રાંતોના હાકેમોએ બંડ કર્યાં અને પંડે રાજ્ય ચલાવવા લાગ્યા. એમ સુલતાન થઈ બેસનારામાંનો એક ગુજરાતનો મુસલમાન સુબો નામે જાફર હતો. કરણઘેલાનું રાજ્ય ગયા પછી શુમારે સો વરસે એ અમીર મુજફ્ફરશાહ નામ ધારણ કરી સુલતાન થઈ બેઠો.

શાહજાદો અહમદ નામે એનો પૌત્ર હતો. તે હોશિઆર લડવૈયો હતો, પરંતુ ઘણો લોભી હતો. મારો દાદો મરી જાય અને હું સુલતાન થાઉં એવી તેની ઇચ્છા હતી, પણ એવો વખત આવતા લગી તેનાથી થોભાયું નહિ. એથી તેણે મુજફ્ફરશાહની સામે બંડ કર્યું, અને તેને કેદ કરી ઝેર પીવાની જરૂર પાડી. પછી તે સુલતાન અહમદ નાસીરૂદ્દીન એવો ઈલકાબ ધારણ કરી પાદશાહ થયો; પરંતુ તે જીવ્યો ત્યાં સુધી પોતાના શાણા અને ન્યાયી દાદાનું ખૂન કરી મહા પાપ કર્યું હતું, તેના પશ્ચાત્તાપથી તેનું અંતઃકરણ બળ્યા કીધું. આ ઘોર કર્મ કર્યા પછી કોઈ દિવસ તે હસ્યો હોય એવું જાણવામાં આવ્યું નથી. પોતાને પસ્તાવો થાય છે, એમ સાબીત કરવાને તે સાધુ પુરૂષોની સલાહ લક્ષમાં લેતો, અને રૂડો અમલ ચલાવવાનો તથા પ્રજાને અદલ ઈનસાફ આપવાનો પ્રયત્ન કરતો. તેણે પ્રાંતમાંથી લુટારા અને વાટપાડુઓની કાસળ કાઢી. પોતાના રાજ્યની સરહદનું રક્ષણ કરવાને કિલ્લા બાંધ્યા, અને વસુલાત ઉઘરાવવાની તથા લશ્કરના સિપાઈઓના પગાર આપવાની રીતેશ અને યોગ્ય ગોઠવણ કરી. સિપાઈઓના પગાર પેટે થોડું રોકડ નાણું આપતો, અને વળી જમીન આપતો કે તેઓ ખેતી કરી દેશની દોલતમાં વધારો કરે. આવી ગોઠવણ કરીને અને વળી વસુલાતખાતામાં પ્રમાણિક અમલદારો નીમીને

તેણે પોતાના લશ્કરી સિપાઈઓને અને નોકરોને પ્રજા પર જુલમ કરતા અટકાવ્યા, અને ફરીને ગુજરાતમાં બંદોબસ્ત અને આબાદી સ્થાપ્યાં.

એણે મોટું અમદાવાદ શહેર વસાવ્યું. એ તેનાં અતિપ્રખ્યાત કામોમાંનું એક કામ હતું. અણહીલવાડને બદલે એ શહેર રાજધાની થઈ પડયું. પહેલાં તો તેણે લુટારાની ટોળીનો સરદાર નામે આશા ભીલ હતો, તેને અસાવળમાંથી કાઢી મૂકયો. પછી ચાર પવિત્ર પુરૂષોની મદદથી જે ઠેકાણે અસાવળ ગામ હતું, ત્યાં નવું શહેર બાંધ્યું. એ ચારે પુરૂષો અહમદના નામથી ઓળખાતા. શહેરમાં ભદ્ર નામે મજબુત કિલ્લો, એક મહેલ અને એક સુંદર મસીદ તેણે બંધાવ્યાં. તેણે મહોલ્લાના રસ્તા પહોળા રખાવી સુંદર મકાનો બંધાવ્યાં, અને શહેરના લોકોને પાણી પુરૂં પાડવાને હાથમતી નદીનો પ્રવાહ બદલ્યો. વળી તેણે બીજી વધારે સુશોભિત મસીદ બંધાવી, તે જુમામસીદને નામે ઓળખાય છે. શહેરના રક્ષણને માટે મજબુત કોટ બાંધ્યો, અને શહેરની દોલત તથા આબાદી વધારવાને સુલતાને પાસેના તથા દૂરના મુલકોથી વેપારીઓને, વણકરોને અને હોશિઆર કારીગરોને તેડાવી વસાવ્યા. એ પ્રમાણે વેપાર અને ઉદ્યોગને માટે અમદાવાદ શહેર પ્રખ્યાત થયું. એની ખ્યાતિ આજ દિન લગી ચાલુ રહી છે.

અહમદશાહ મહાન યોદ્ધો પણ હતો. તે મરણ પામ્યો, ત્યારે ઉત્તરે રજપુતાનાથી દક્ષિણે મુંબઈની થડમાં માહીમ લગી અને પશ્ચિમે જુનાગઢથી પૂર્વે માળવાની હદ લગી તેની સત્તા જામી હતી. જુવાનીમાં કરેલો મોટો ગુનો દયાળુ પરમેશ્વર માફ કરશે એવી આશામાં તેનો કાળ થયો, અને તેને ઉમદા કબરમાં દાટયો. એ કબર આજે પણ માણેકચોકમાં જોવામાં આવે છે. લોકો હજી પણ અહમદને મોટો અને પ્રતાપી હાકેમ માનીને સંભારે

છે, અને તેણે વસાવેલા શહેરમાં હજી લગી તેના માનમાં ઓરસ ભરાય છે.

ઓરસ—મેળો. | પશ્ચાત્તાપ—પસ્તાવો.
ઘોર—પાપી.

## पाठ ६५. महमुद बेगडो.



સરખેજનો રોજો.

અહમદશાહની પછી તેનો ઉદાર ને મોજીલો દીકરો બીજો મહંમદશાહ તેની ગાદી પર બેઠો. સિંધમાં ઠઠ્ઠા નામે એક નગર છે, ત્યાંના જામની દીકરી બાબી મુગલીને એ પરણ્યો. તેનાથી એને એક દીકરો થયો, તે પાછળથી મહમુદ બેગડો નામ ધારણ કરી ગુજરાતનો સુલતાન થયો, ઈ૦ સ૦ ૧૪૫૯.

મહમુદ ગુજરાતના સુલતાનોમાં સૌથી જબરો ને લોકપ્રિય નીવડ્યો. તેણે, પાવાગઢ ને જુનાગઢ એ બે ગઢો જીત્યા, તેથી તેનું નામ બેગડો પડ્યું છે. તે ગાદી પર આવ્યો તે વેળા તેની

ઉંમર માત્ર ૧૪ વરસની હતી. એટલો નાનો છતાં કેટલાક બંડખોર અમીરોએ ફીતુર કર્યું, ત્યારે તે ઉઘાડી તરવારે તેમની સામે ગયો, અને બીજા ઉમરાવોની મદદથી બંડ બેસાડી દીધું. શરૂઆતમાં આવી હીંમત અને ચતુરાઈ દેખાડી તેથી તેનો દાબ સારો બેઠો. ત્યારપછી ત્રણ વરસે તે ફોજ લઈને **ખાન**દેશની ઉત્તરમાં ગયો, અને **માળ**વાના સુલતાનને હરાવી **દક્ષિ**ણના બ્રાહ્મણીશાહનો બચાવ કર્યો. પછી તેણે **ગુ**જરાતના હિંદુ રાજાઓને જીતી લેવાનું કામ શરૂ કર્યું. **જુ**નાગઢ ઉપર તે ત્રણ સવારી લઈ ગયો. છેલ્લી સવારીમાં ત્યાંના રાવને કેદ પકડી મુસલમાન બનાવી તેનું રાજ્ય ખાલસા કર્યું. **ગી**રનારની થડમાં તેણે **મુ**સ્તફાબાદ નામે **શ**હેર બંધાવી તેમાં મુસલમાનોને વસાવ્યા. તેણે **ક**ચ્છ, **શિ**રોહી તથા **ઈ**ડર પર સવારી કરી ત્યાંના હાકેમોને વશ કર્યા. છેવટે ૧૪૮૩ માં તેણે **પા**વાગઢના **પ**તાઈ રાવળની સામે ચઢાઈ કરી, અને **ચાં**પાનેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. દોઢ વરસ સુધી એ ઘેરો ચાલ્યો, પણ અંતે તેણે તે કિલ્લો લીધો અને **પ**તાઈ રાવળને કેદ કર્યો.

**મ**હમુદે જમીન ઉપર તેમંજ દરીઆ ઉપર પણ જીતો મેળવી હતી. તેણે **જ**ગત ભૂશિર લીધી, અને **બે**ટના ચાંચીઆ સરદારોને તથા ફીરંગી લોકોને દરીઆની લડાઈમાં હરાવ્યા. **મ**હમુદની આ બધી જીતોથી તેનો પ્રતાપ ચોતરફ ફેલાયો. **દી**લહીના પાદશાહે પણ તેને નજરાણાં મોકલીને **ગુ**જરાતનો સ્વતંત્ર સુલતાન ગણ્યો.

**મ**હમુદ જેવો પરાક્રમી હતો, તેવોજ નકશીદાર મકાનો તથા બીજાં બાંધકામોનો શોખીન હતો. એ સુલતાનના આશ્રયને લીધે **અ**મદાવાદમાં કસબી કારીગરો અને સુંદર નકશી કોતરનારા આવી રહ્યા. તેણે **વા**ત્રક નદીને કાંઠે રમણીય જગા જોઈ એક શહેર વસાવ્યું. તે **મ**હેમદાવાદ નામે હાલ ઓળખાય છે. **મ**હેમદાવાદની પાસે **ભ**મરીઓ કુવો છે, તે એ સુલતાનના વખતમાં બંધાયો હતો. **સર**ખેજમાં બીજા **મ**હમદશાહે શેખ **અ**હમદ ખટ્ટુ ગંજબક્ષની કબર

ને રોજો બાંધ્યો હતો, ત્યાં તે આરામ લેવાને તથા બંદગી કરવાને વારંવાર જતો. અહીં તેણે એક મોટું તળાવ બધાવ્યું, અને તેને કાંઠે મોટો મહેલ ચણાવ્યો. વળી ત્યાં તેણે પોતાને માટે એક રોજો બંધાવ્યો, તેમાં પાછળથી તેને, તેની બેગમ રાજબાઈને અને તેના દીકરા મુજફ્ફર બીજાને દાટવામાં આવ્યાં છે. મહમુદે કેટલીક મસીદો, પાઠશાળાઓ, મુસાફરખાનાં વગેરે બંધાવ્યાં હતાં. મહમુદ બેગડાનું જોઈને તેના કેટલાક અમીરો વગેરેએ પણ સારાં બાંધકામોમાં પૈસા ખરચ્યા હતા. શાહઆલમ કરીને એ સુલતાનના ઉસ્તાદ હતા, તેમનો રોજો તાજખાન નામે ઉમરાવે બંધાવ્યો હતો. એ સિવાય અમદાવાદની થડમાં દાદાહરીની ને અડાલજની વાવો, દરિઆખાનનો ઘુમટ વગેરે બીજાં જોવા લાયક સ્થળો છે, તે એના વખતના શ્રીમંતોએ કરાવ્યાં હતાં.

મહમુદને ઝાડોનો ઘણો શોખ હતો. અમદાવાદ શહેરની બહાર જે ઠેકાણે આંબા રોપાવી ઘટા બનાવી હતી, તે જગા આજે પણ બાગ ફરદોશ કે અમરાઈને નામે ઓળખાય છે.

એ સુલતાનને દરરોજ પુષ્કળ ખોરાક જોઈતો હતો. કેટલીક વાર તે ઝેર પણ પાચન કરી શકતો. તે નાનો હતો ત્યારથી તેની મા તેને થોડો થોડો ઝેરી પદાર્થ ખવાડતી, તેથી તેનું શરીર એવું બન્યું હતું એમ કહેવાય છે. તેને ઠાઠ ઘણો વહાલો હતો. તે ખાવા બેસતો, ત્યારે ઓછાંમાં ઓછાં પચાસ વાજીંત્ર એક પછી એક વાગતાં. હિંદુઓમાં સિદ્ધરાજ જેવો લોકપ્રિય રાજા થઈ ગયો, તેવોજ મુસલમાનોમાં સુલતાન મહમુદ થયો છે. તેનો ઠાઠ, તેના અંગનું બળ, તેનો ન્યાય તથા પરોપકાર, અને તેનું મુસલમાની ધર્મ પ્રમાણે બરાબર ચાલવું, એ સઘળાંનાં સરખાંજ વખાણ થાય છે.

ઉસ્તાદ—ગુરૂ.
ખાલસા—જમ.
ઠાઠ—દબદબો.
ફીતુર—બંડ.

બેટ—એ દ્વારકાની પાસે છે.
મોજીલો—આનંદી.
શ્રીમંત—તવંગર.

## પાઠ ૬૬. મુજફરશાહ ૩ જો અને ગુજરાતની પડતી.

**મહમુદ** બેગડાના મરણ કેડે **ગુજરાત**માં જે સુલતાનો થઈ ગયા, તેઓમાં **બહાદુરશાહ** ઘણો પ્રખ્યાત હતો. તેણે **માળવા** સર કરી ગુજરાતના સુલતાનની સત્તા ઘણે દૂર લગી ફેલાવી. પરંતુ તેને વળી બે વધારે જબરા શત્રુ જોડે લડવું પડ્યું. તેમની જોડે લડવામાં તેને હંમેશાં જય મળતો નહિ. એક શત્રુ **યુરોપ**થી આવેલા પોર્ટુગીઝ લોકો હતા. તેઓ **ગુજરાત**ના **દમણ**માં વસ્યા હતા. બીજો શત્રુ **દિલ્હી**નો મોગલ પાદશાહ હતો. **બહાદુરશાહ** મુઆ પછી **ગુજરાત**ના સુલતાનોની સત્તા નબળી પડવા માંડી. કેટલાક સુલતાનો નાનપણમાં ગાદીએ બેઠા હતા, તેથી **અમીરો** સ્વતંત્ર થઈ જઈ રાજવહીવટમાં હાથ ઘાલતા.

એ **અમીરો**માંનો સૌથી પ્રખ્યાત **ઇતીમદખાન** હતો, તેના હાથમાં રાજ્યની લગામ હતી. પરંતુ પંડે સુલતાનનો ઈલકાબ ધારણ ન કરતાં **નાથુ** નામે છોકરાને ગાદીએ બેસાડ્યો. એ સુલતાનના કુળમાંથી ઉતરી આવેલો છે એવું તે સોગન પર કહેતો. જુવાન સુલતાને **મુજફ્ફરશાહ** ૩ જો એવું નામ ધારણ કર્યું. એના વખતમાં રાજ્યની સત્તા **ઇતીમદખાન**ને હસ્તક હતી. **ઇતીમદખાન** **અમીરો**ને વશ રાખી શક્યો નહિ. ઘણાક **અમીરો** તેની અદેખાઈ કરતા, અને પ્રાંતના જુદા જુદા ભાગો બથાવી પડી સ્વતંત્ર થવાની કોશીશ કરતા. રાજ્યમાં અંધેર એટલું તો વધી પડ્યું, કે આખરે **ઇતીમદખાને** **દિલ્હી**ના મોગલ પાદશાહ **અકબર**ને **ગુજરાત**નો કબજો લેવાને અરજ કીધી.

**અકબર**ના બાપ **હુમાયુ**ને **બહાદુરશાહ** જોડે ટંટો થયો હતો. **ગુજરાત**નો સુલતાન નબળો હોવાથી **અકબર**ને લાગ્યું, કે તે રાજ્ય સહેલાઈથી જીતી શકાશે. તે લશ્કર લઈને **પાટણ** ગયો, ત્યાં તેને **ઇતીમદખાન** જઈ મળ્યો. પછી **અકબરે** **અમદાવાદ** ઉપર ચડાઈ કરી તે શહેર સહેલથી લીધું, અને જુવાન સુલતાનને કેદ પકડ્યો.

થોડીક લડાઈઓ લડ્યા પછી તેણે બળવાખોર અમીરોને દબાવી દીધા અને પાછો દિલ્હી ગયો. તેણે ગુજરાતમાં મુસલમાન સુબો નીમ્યો, અને લોકોને ભારે કર ભરવા પડતા હતા, તે ઓછા કરવાને પોતાના મોટા પ્રધાન ટોડરમલને કરની રકમોની પુરેપુરી તપાસ કરી વાજબી અને યોગ્ય દર ઠરાવવાનો હુકમ કર્યો.

પાદશાહે ઇતીમદખાનને મોટા ઈલકાબો બક્ષ્યા, અને થોડાં વરસ પછી તેને ગુજરાતનો સુબો નીમ્યો. અકબરે જુવાન સુલતાનને પોતાની જોડે દિલ્હી લઈ જઈ કેદખાને નાખ્યો. એમ છતાં તેણે તેની જોડે સારી વર્તણુક ચલાવી તેને જાગીર આપી. પણ તાબેદારીમાં રહ્યાથી તે કંટાળી ગયો, અને કેદમાં પડ્યા પછી લગભગ દશ વરસે નાસી ગયો. તે ગુજરાત ભણી નાઠો અને ત્યાં પહોંચ્યો, એટલે કેટલાક સિપાઈઓ અને જુના દોસ્તો તેને તરત આવી મળ્યા. તે પાધરો અમદાવાદ પર ચઢ્યો, અને ઇતી-મદખાનને હરાવી તે શહેર પાછું લીધું. પરંતુ પાદશાહની સામે ટકી શકાય એટલું તેનામાં બળ ન હતું. અકબરે ખાનખાનાન નામે બીજો સુબો મોકલ્યો, તેણે મુંજફ્ફરને સરખેજ આગળ હરાવી ખંભાત નસાડી મૂક્યો. પોતાની ફતેહની યાદગીરીમાં તેણે સર-ખેજ આગળ ફતેહબાગ નામે મકાન અને બાગ બનાવ્યાં. એનાં ખંડેરો હજી દીઠામાં આવે છે.

સુબાએ મુંજફ્ફરશાહનો કેડો લઈ તેને પાછો વડોદરા આગળ હરાવ્યો. મુંજફ્ફરે ડુંગરોમાં ભરાઈ જઈ જુના વખતના કરણઘેલાની પેઠે ભટક્યાં કર્યું. પછી તે કાઠિઆવાડ ગયો. ઘણી નાસભાગ અને લડાઈઓ લડ્યા કેડે કચ્છના રાવે તેને મોગલોને હવાલે કર્યો. પરંતુ મુંજફ્ફર સ્વભાવે મગરૂર હતો, તેથી બીજી વાર કેદી થયો નહિ. સુબાની છાવણી ભણી જતાં રસ્તામાં તેણે આપઘાત કર્યો. એ રીતે ગુજરાતના મુસલમાન સુલતાનોના વંશનો અંત આવ્યો.

---

આપઘાત—પોતાને હાથે પોતાનો જીવ કાઢવો તે. | બક્ષ્યા—ભેટ કીધા.

# પાઠ ૬૭. વરાળ, વાદળાં, ધુમસ, ઝાકળ અને વરસાદ.



ઉનાળામાં હું, મારા બાપા ને મારો નાનો ભાઈ જગજીવન આબુ પહાડ પર રહેવા ગયાં હતા. અમારા મુકામથી થોડે છેટે ઝાડોની ઘટા હતી. એક દહાડો ફરતા ફરતા અમે એ ઘટા પાસે આવ્યા, એટલામાં બધું આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું, અને વીજળીના ચમકારા થવા લાગ્યા. થોડી વારમાં વરસાદ જોર-બંધ પડવા લાગ્યો. પાસે એક ઝુંપડું હતું તેમાં અમે જઈ બેઠા.

બીજે દહાડે સવારે ચોતરફ કંઈ નવાઈ જેવો દેખાવ થઈ રહેલો મેં જોયો. પર્વતની ટોચ પર, બાજુઓ પર અને ખીણોમાં પુષ્કળ ધુમાડા જેવું દેખાતું હતું. નજીકનાં ઘરો પણ તેને લીધે બહુ ઝાંખાં દેખાતાં હતાં. સુરજ ઊગ્યા પછી એ ધુમાડા જેવો દેખાવ બંધ પડ્યો. બપોરે જમ્યા પછી મેં મારા બાપાને પૂછ્યું, બાપા, ગઈ કાલે સાંજે એકાએક વાદળાં ચઢી આવી વરસાદ પડ્યો, અને આજે સવારે ધુમાડા જેવો દેખાવ થયો. એમ શાથી થતું હશે વારૂ?

**બાપ**—આ તપેલીમાં થોડું પાણી રેડી એને પેલા બળતા ચુલા પર મૂકો, અને આ ખ્યાલામાં પેલા બરફનો કકડો નાખો. થોડીવાર પછી એ બંનેમાં શું થાય છે તે જુઓ.

**જગજીવન**—તપેલીમાં પાણી બીલકુલ નથી, અને ખ્યાલાની બહારની બાજુએ પાણીનાં ઝીણાં ઝીણાં ટીપાં બાઝયાં છે.

મેં કહ્યું, તપેલીમાંનું પાણી દેવતાના તાપથી બળી ગયું, એ તો સમજાય છે; પણ આ ખ્યાલાની બહારની બાજુ પર ટીપાં કયાંથી આવ્યાં તે સમજાતું નથી.

**બાપ**—તપેલીનું પાણી દેવતાના તાપથી બળી ગયું, એટલે તેની બાફ કે વરાળ થઈ તે હવામાં મળી ગઈ. પૃથ્વી પર નદી, સરોવર અને દરીઆ છે. તેના પાણીની એજ પ્રમાણે સુરજના તાપથી વરાળ થાય છે, અને તે હવામાં મળી જાય છે. કોઈ વાર વરાળને આપણે જોઈ શકતા નથી. ચાદાનીના નાળચામાંથી વરાળ નીકળે છે, તે નાળચાના મોઢા આગળ દેખાતી નથી, પણ જરા ઉપર જાય છે એટલે ઠંડી થાય છે, ત્યારે નજરે પડે છે. હવામાં હંમેશાં ઓછીવત્તી વરાળ હોય છેજ. પેલા પ્યાલામાં બરફ નાખવાથી તે ખ્યાલો ઠંડો થયો, તેથી ખ્યાલાને અડકેલી હવામાંની વરાળ પણ ઠંડી થઈ અને ઠરી ગઈ. એ કારણથી તેનાં ટીપાં બંધાઈ ખ્યાલાની બાજુ પર ચોંટી ગયાં. એજ પ્રમાણે હવા ઠંડી થાય છે, ત્યારે તેમાંની વરાળને ઠંડક લાગવાથી તેનાં પાણીનાં ટીપાં બંધાય છે.

વરાળ હવા કરતાં હલકી છે, તેથી તે ઉપર ચઢે છે. વરાળ ભેગી થવાથી વાદળાં બને છે, તે આકાશમાં ઉંચે જણાય છે; પણ જયારે તે નીચે ઉતરે છે, ત્યારે ધુમસ કહેવાય છે. વાદળાંને ઠંડક લાગે, ત્યારે તેમાંની વરાળના પાણીનાં ટીપાં બને છે. તે ભારે હોવાથી હવા તેને ઝીલી શકતી નથી. એથી તે વરસાદ રૂપે નીચે પડે છે.

મેં કહ્યું, આપણા વાડામાં ઘાસની ગંજી કોઈ કોઈ દહાડો ભીની થઈ જાય છે. તે દહાડે વરસાદ કે ધુમસ કશું હોતું નથી. ત્યારે એ ઘાસ શાથી ભીજી જતું હશે? એ પાણી પણ ઉપરથી પડતું હશે?

**બાપ**—એ પાણી ઉપરથી પડતું નથી. સુરજ આથમ્યા પછી જમીન ઠંડી થવા માંડે છે. જમીન પરની હવા પણ ધીમે ધીમે ઠંડી થાય છે. તેથી હવામાંની વરાળના પાણીનાં ઝીણાં ટીપાં બંધાય છે. વળી જમીનમાંથી તથા પાંદડાંમાંથી વરાળ નીકળે છે, તેનાં પણ એવાં ટીપાં બંધાય છે. તે ઘાસ અને ઝાડનાં પાંદડાં પર ઠરે છે. એને ઝાકળ કહે છે. તે શિઆળામાં સવારે ઘણું નજરે પડે છે.

---

## પાઠ ૬૮. પૃથ્વી, તેનો આકાર અને કદ. રાત્રિ ને દિવસ થવાનું કારણ.




જે ઉપર આપણે રહીએ છીએ, ચાલીએ છીએ અને ફરીએ છીએ, તે પૃથ્વી કહેવાય છે. એના પર ઘણા દેશો, પહાડો, દરીઆ, નદીઓ ને મેદાનો હોય છે. મેદાનમાં ઉભા રહી ચો-

તરફ જોઈએ, તો આકાશ અને પૃથ્વી ભેગાં થઈ ગએલાં જણાય છે, અને દૂરના ઝાડોની ટોચો માલમ પડે છે. પછી જેમ જેમ તે ઝાડો તરફ જઈએ, તેમ તેમ તેનો નીચલો ભાગ દેખાતો જાય છે.

દરીઆ કાંઠે ઉભા રહી દૂરથી આવતાં વહાણો જોઈએ, તો પહેલાં તેના સઢની ટોચો જણાય છે. જેમ જેમ તે પાસે આવે છે, તેમ તેમ તેના બીજા નીચલા ભાગો જણાય છે. વળી આગગાડીનો રસ્તો સીધો ને સપાટ છે, તે છતાં ઘણે લાંબે સુધી આપણે તેને જોઈ શકતા નથી. એનું કારણ એ છે કે જમીન ને દરીઓ સપાટ નથી. તેની સપાટી વાંકી વળેલી છે, ને આપણે આકાશમાં ઘણે ઉંચે ચઢીને પૃથ્વીને જોઈએ, તો તે નારંગીના જેવી ગોળ માલમ પડશે.

પણ પૃથ્વી નારંગી કરતાં ઘણી મોટી છે, તેથી તેનો વાંક વળેલો આપણે જોઈ શકતા નથી, અને તે સપાટ જેવી દેખાય છે. પૃથ્વી ગોળ છે તેથીજ તેના પર એક ઠેકાણેથી નીકળી એકજ દિશામાં ચાલ્યા જઈએ, તો જ્યાંથી નીકળીએ ત્યાંજ પાછા આવી પહોંચીએ છીએ. નારંગીમાં જો સળી ઘોંચીએ તો તે ત્રણ ચાર ઈંચ લાંબી જોઈએ, પણ પૃથ્વીના ગોળામાં એક છેડાથી બીજા છેડા સુધી સળી નાખીએ તો તે ૮૦૦૦ માઈલ લાંબી જોઈએ. કોઈ કોઈ આગબોટો દહાડો ને રાત મળી ૩૦૦ માઈલ ચાલે છે. એવી આગબોટોને પૃથ્વીની સપાટી પર એક ફેરો ફરવાને પોણા ત્રણ મહીના લાગે એવડી પૃથ્વી મોટી છે.

હવે એક નારંગી લઈ તેમાં એક મોટી સળી આરપાર ઘાલો. તે નારંગી અને દીવો લઈ અંધારી ઓરડીમાં ચાલો. નારંગીમાંની સળીનો એક છેડો ઝાલી તેને દીવા સામે ધરો. જુઓ શું થયું? નારંગીના અર્ધા ભાગ પર અંધારૂં અને અર્ધા ભાગ પર અજવાળું પડેલું જણાય છે. હવે એ સળીને ધીમે ધીમે ફેરવું તો નારંગી પણ ફરશે, અને અજવાળાવાળો ભાગ ધીમે ધીમે અંધારામાં, અને અંધારાવાળો ભાગ અજવાળામાં આવતો જણાશે.

આપણી પૃથ્વી પણ એજ પ્રમાણે ફરે છે. નારંગીમાં સળી છે તેવી પૃથ્વીમાં સળી નથી, પણ એવી સળી તેમાં હોય અને તે ઉપર ફરતી હોય એમ તે ફરે છે. એવો એક ફેરો ફરતાં તેને ચોવીસ કલાક લાગે છે. નારંગી ફરે છે, ત્યારે તેના અર્ધા ભાગ પર દીવાનું અજવાળું અને અર્ધા ભાગ પર અંધારૂં પડે છે. તેજ પ્રમાણે પૃથ્વીના અર્ધા ભાગ પર સુરજનું અજવાળું પડે છે ત્યાં દહાડો હોય છે, અને પૃથ્વીના બાકીના અર્ધા ભાગ પર અંધારૂં પડે છે ત્યાં રાત હોય છે.

આગગાડી ચાલતી હોય છે, ત્યારે તેની બાજુ પરનાં ઝાડો ઉલટી દિશામાં જતા જણાય છે. તેજ પ્રમાણે આપણી પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ફરતી હોવાથી સુરજ પૂર્વથી પશ્ચિમમાં જતો જણાય છે.

---

## પાઠ ૬૯. પૃથ્વીની વાર્ષિક ગતિ અને ઋતુઓ.




આકાશમાં એકાદ મોટા ચળકતા તારાને, દશ પંદર દહા-ડાને અંતરે, ચોક્સ વખતે જોયા કરીએ તો શું માલમ પડશે? એક

દહાડો તે રાતે આઠ વાગે ઊગતો જણાશે. પંદર દિવસ પછી જોઈશું તો આઠ વાગે તે ઊગીને થોડો ઉપર આવેલો દેખાશે. મહીના કેડે જોવાથી આઠ વાગે વધારે ઉપર આવેલો જણાશે. ત્રણ મહીના પછી તો તે તેજ વખતે માથે આવેલો માલમ પડશે. છ મહીને એજ વખતે પશ્ચિમમાં તે આથમતો દેખાશે. પછી કેટલાક મહીના સુધી રાતે આઠ વાગે તે બીલકુલ દેખાશેજ નહિ. અંતે વરસ દહાડે તે પ્રથમ જે ઠેકાણે ઊગતો જોવામાં આવ્યો હતો, તેજ ઠેકાણે પાછો ઊગતો જણાશે. એજ પ્રમાણે બધા તારાઓ વરસ દહાડે પાછા પોતાને અસલ ઠેકાણે તેને તેજ વખતે માલમ પડશે.

એનું કારણ સમજવાને એક દાખલો લઈએ. ધારો કે એક વિશાળ ઓરડામાં ભીંત ઉપર ઉંચે થોડે થોડે અંતરે તકતા મૂકયા છે. તે ઓરડાની વચ્ચે એક મોટું ગોળ મેજ છે અને એક છોકરો તેની આસપાસ ફરતો જાય છે. મેજની કોર તરફ છાતી રાખીને તથા નજર સીધી માંડીને ફરવાથી જુદા જુદા તકતા તેની નજર સામે આવતા અને ધીમે ધીમે પીઠ પાછળ જતા માલમ પડશે. મેજના પૂર્વ છેડા તરફ ઉભો રહી સામેજ્જે તકતો જોશે, તે તકતો તેને પશ્ચિમ છેડા તરફ જતાં પીઠ પાછળ જતો જણાશે. છેવટ મેજને પશ્ચિમ છેડે જઈને ઉભો રહેશે, ત્યારે તે તકતો તેની પીઠ પાછળ બરાબર આવેલો માલમ પડશે.

એજ પ્રમાણે પૃથ્વી એક સરખી સ્થિતિમાં રહી સૂર્યની આસપાસ ફરે છે. તેનો એક ફેરો વરસમાં પુરો થાય છે. એ કારણથી જે તારા આજે આઠ વાગે પૂર્વમાં ઊગતા માલમ પડે છે, તે છ મહીના કેડે એજ વખતે પશ્ચિમમાં આથમતા જણાશે, અને બીજા છ મહીના કેડે પાછા પૂર્વમાં ઊગતા જોવામાં આવશે. પૃથ્વીને એક બીજી ગતિ છે તેને લીધે દહાડોરાત થાય છે, તે વિષે તમે પાછલા પાઠમાં શીખી ગયા છો. ભમરડો આરા ઉપર ફરે છે અને તેની

સાથે ધ્રોય પર ચક્કર કરતો જાય છે. એ જાણ્યા પછી પૃથ્વીને એકી વખતે બે ગતિ કેમ હોઈ શકે તે સમજવું મુશકેલ નથી.

આપણે બધા જાણીએ છીએ કે વરસમાં કેટલાક માસ તાપ અને કેટલાક મહીના ટાઢ વધારે પડે છે. વળી ઉનાળામાં તાપ વધારે ને શિઆળામાં ઓછો હોય છે, એમ થવાનું કારણ શું હશે? દીવાની જોતની સામે હથેલી જરા વાંકી ધરીએ, તો જોતનાં કિરણ સીધાં પડવાથી આંગળીઓની ટોચે તાપ વધારે લાગશે, અને હથેલીના વચલા ભાગ પર તેથી ઓછો, તથા હથેલીના છેક નીચલા ભાગ પર બહુજ થોડો તાપ લાગશે, કેમકે જોતનાં કિરણ વાંકાં પડે છે.

હથેલીની પેઠે પૃથ્વી વાંકી રહી સુરજની આસપાસ ફરે છે. એમ ફરવાથી કોઈ વાર તેનો ઉત્તર છેડો અને કોઈ વાર દક્ષિણ છેડો સુરજ તરફ નમેલો હોય છે. જ્યારે ઉત્તર છેડો સુરજ તરફ નમેલો હોય છે ત્યારે સુરજનાં કિરણ ઉત્તર ભાગ પર સીધાં પડે છે, તેથી ત્યાં તાપ વધારે લાગે છે, એટલે ઉનાળો થાય છે; અને તેજ વખતે દક્ષિણ ભાગ પર કિરણ વાંકાં પડે છે, તેથી ત્યાં તાપ ઓછો લાગે છે, એટલે શિઆળો થાય છે. વળી ઉત્તર છેડો સુરજ તરફ નમેલો હોવાથી ઉત્તરના અર્ધા કરતાં વધારે ભાગ પર સુરજનું અજવાળું પડે છે, એટલે દહાડો લાંબો હોય છે. એથી તે ભાગમાં ઉનાળામાં દહાડા લાંબા ને રાત ટુંકી હોય છે. એજ કારણથી શિઆળામાં ઉલટું થાય છે, એટલે રાત લાંબી ને દહાડા ટુંકા હોય છે. જ્યારે પૃથ્વીનો ઉત્તર છેડો સુરજ તરફ નમેલો ન હોય, ત્યારે ઉત્તર ભાગમાં શિઆળો થાય છે, અને દક્ષિણ ભાગમાં ઉનાળો હોય છે.* હવે તમારા સમજવામાં આવ્યું હશે, કે પૃથ્વી એક સરખી વાંકી રહી સુરજની આસપાસ વરસમાં એક ફેરો ફરે છે, તેથી ઋતુઓ

* નારંગી અને દીવાનો પ્રયોગ કરી બતાવવાથી પણ આ સઘળી બાબત સમજાવી શકાશે.

અને લાંબાં ટુંકાં દહાડોરાત થાય છે. પૃથ્વી પર વરસમાં બે દિવસ રાતદહાડાની લંબાઈ સરખી હોય છે. એ દિવસો માર્ચ અને સપ્ટેંબર માસમાં આવે છે.

ગતિ—ચાલ. | વાર્ષિક—વરસની.

## પાઠ ૭૦. ઋતુઓનું વર્ણન.

લખમીદાસ નામે એક ખેડુત ભરૂચમાં એક શેઠને ત્યાં ઉનાળામાં કેરીની ગાડી લઈ આવ્યો હતો. રાત્રે વાળુ કર્યા પછી અગાસીમાં ઘરનાં બધાં માણસો બેઠાં. ત્યાં શેઠના છોકરાએ પેલા ખેડુતને કહ્યું, તમારૂં ગામ જોવા આવવાને મને ઘણું મન થાય છે. લખમીદાસ બોલ્યો, બહુ સારૂં; પણ ઉનાળામાં અમારા ગામમાં ઝાઝું જોવા જેવું નથી. છોકરાએ પૂછ્યું, કેમ ઉનાળામાં તમારા ગામના લોક કશું કરતા નથી?

**ખેડુત**—કામ તો બારે માસ ચાલે છે; પણ હાલ ઉનાળો હોવાથી તમને તાપ બહુ લાગશે, અને ધૂળ ઊડે છે તેથી તમે હેરાન થશો. ખેડુતો હાલ સવારમાં જઈ કરાંઠી, ખુંપરાં વગેરે ખોદે છે, અને ખેતરો સાફ કરે છે. ગયા ચોમાસામાં પુરાઈ ગએલા કાઢા અથવા કાંસ પાછા ખોદે છે. કોઈ તો શેરડી વાવી હોય તેને પાણી પાય છે. બીજા કોઈ લાકડાં લાવી શહેરમાં વેચવા આવે છે. બૈરાંછોકરાં છાણનાં છાણાં થાપી સુકવે છે, અને ચોમાસા માટે એકઠાં કરે છે અથવા વેચે છે. કેરી, રાયણ, મહુડાં અને ટેટીનાં ગાડાં ભરી શહેરમાં કોઈ લાવે છે. કોઈ કોઈ ખેતરમાં ખાતર પૂરે છે.

**છોકરો**—ચોમાસામાં તો તમારે ઘણું કામ હશે, નહિ વારૂ?

**ખેડુત**—હા શેઠ. એકાદ બે વરસાદ થયા પછી ખેડુતો જમીન ખેડવા મંડી જાય છે, અને ચોમાસુ અથવા ખરીફ પાકની વાવણી કરે છે. છોડ ઊગી નીકળે કે તેને કરપી દે છે અને નીંદી

કાઢે છે. કોઈ કોઈ વાર ચોમાસામાં હેલી થાય છે, ત્યારે લોકો કામ કરી શકતા નથી. ઢોરોથી બહાર ચરવા જવાતું નથી, અને પક્ષીઓ પણ માળામાં ગોંધાઈ રહે છે. દિવાળી પછી અનાજ પાકીને તૈયાર થાય છે, ત્યારે ખેડુતોના જીવને નિરાંત વળે છે, કારણ કે ચોમાસામાં ઘણો વરસાદ પડે તો વાવેલું અનાજ કોહી જાય છે. માફકસર વરસાદ આવે અને તીડો કે ઉંદરો ન પડે તોજ ખેડુતને મહેનતનું ફળ મળે છે. ખરીફ પાકની કાપણી વખતે પાછી કામની બેવડી ધમાલ ચાલે છે, કારણ કે એ કાપણીની સાથે રવિપાકની વાવણી કરવાની હોય છે.

**છોકરો**—વરસાદ પુરો થયા પછી તમે કંઈ કામ કરો છો કે?

**ખેડુત**—શિઆળો થયો કે વરસાદ પડવાની બીક રહેતી નથી, તેથી જ્યાં ત્યાં ખળીઓ બનાવી લોકો દાણા કાઢવા મંડી જાય છે. ખરીફ ને રવિનો પાક લેતાં શિઆળો પુરો થઈ જાય છે. એ વખતે બહુ કામ હોય છે. કોઈ કોઈ વેળા રાત્રે પણ કામ કરવું પડે છે. ટાઢને લીધે કોઇ કોઇના હોઠ, ગાલ, પગ અને હાથની ચામડી ફાટી માંહે ચીરા પડે છે. શિઆળો ઉતરતાં ઘાસ, કડબ, અને દાણો ખપ જેટલો રાખી બાકીનો વેચી દે છે, અને સરકારધારાના રૂપીઆ ભરે છે. કોઇ કોઈ લગ્નની તૈયારી કરે છે.

**चोपाई.**

शिआळे शीतळ वा वाय, पान खरे घउं पेदा थाय;
पाके गोळ कपास कठोळ, तेल धुरे चावे तंबोळ. १.
धरे शरीरे डगली शाल, फाटे गरीबतणा पगगाल;
घटे दिवस घणी मोटी रात, तनमां जोर मळे भली भात. २.
उनाळे उंडां जळ जाय, नदी सरोवर जळ सुकाय;
पामे वनस्पति सौ पान, केसुडां रुडां गुणवान. ३.
सारा होज फुवारा बाग, प्यारा चंदन पंखा लाग;

बोले कोयल मीठा बोल, ताप पडे ते तो वणतोल. ४.
चोमासुं तो खासुं खुब, दीसे दुनीआ डूबाडूब;
लोक उचारे राग मलार, खेतर वावे खेतीकार. ५.
चंपा चंपेली जुई जाय, फल गुलाब भलां फुलाय;
छत्री चोमासे सुख माट, चाखडीओ हिंचोळा खाट. ६.

**दलपतराम.**

---

કરાવી દે છે—રાંપડી ફેરવે છે.
કરાંઠી—તુવેર, કપાસ વગેરેનો સુકો છોડ.
કાંસ—પાણી જવાનો મારગ.
ખરીફ—ચોમાસામાં વવાતાં ધાન્ય.
ખુપરાં—સુકાં ઠુંઠાં.
ખેતીકાર—ખેડુત.
ચાખડીઓ—પાવડીઓ.
તંબોળ—પાન, સોપારી વગેરે.
ધમાલ—ભીડ; ધાંધલ.
મલાર—એક રાગનું નામ છે.

---

## पाठ ७१. इलाको, तेना भाग अने अधिकारीओ.

**ન**રોતમ નામે **જ**લાલપુરના એક કણબીને કોઈ કામમાં વકીલ જોઈતો હતો, તેથી તે **સુ**રતથી **તા**પીદાસ વકીલને **વ**લસાડ લઈ જવા આવ્યો હતો. **સુ**રતના સ્ટેશન પર એ વખતે ધમાલ મચી રહી હતી, એટલામાં આગગાડી આવી. તેમાંથી કેટલાંક માણસો ઉતર્યાં, તેમાં એક ગોરા સાહેબ પણ હતા. સ્ટેશન પર ઉભેલા અમલદારોએ તે સાહેબને સલામ કીધી, અને પોલિસનાં માણસોએ પોતાનાં હથિઆર નમાવી સલામતીનું માન આપ્યું. પછી સાહેબ ગાડીમાં બેસી શહેરમાં ગયા, અને **ન**રોતમ ને **તા**પીદાસ આગગાડીમાં બેસી **વ**લસાડ તરફ ચાલ્યા.

**નરોતમ**—**તા**પીદાસજી, આ સાહેબ આવ્યા તે શા અધિકાર પર છે, અને એમના ઉપરી કોણ હશે?

**તાપીદાસ**—એ સાહેબ ઉત્તર ભાગના કમિશનર છે, અને એમના ઉપરી **મું**બઈ ઇલાકાના ગવર્નર સાહેબ છે.

**નરોતમ**—**મુંબઈ** ઇલાકો તે શું, અને તેમાં કયા મુલકો આવ્યા છે તેની થોડી માહીતી મને આપો.

**તાપીદાસ**—દેશના મોટા ભાગને ઇલાકો કહે છે. **હિંદુસ્તા**નના પશ્ચિમ કાંઠા તરફના કેટલાક ભાગને **મુંબઈ** ઇલાકો કહે છે. એમાં **સિંધ**, **કચ્છ**, આપણો **ગુજરાત** અને **દક્ષિણ**નો મુલક આવે છે. **સિંધ**માં તાપ ઘણો ને વરસાદ થોડો પડે છે. ત્યાં **સિંધુ** નામે મોટી નદી છે. **હિમાલય**માંથી નીકળતી હોવાથી તે પરનો બરફ પીગળીને ઉનાળામાં પણ તેમાં રેલ આવે છે. **કચ્છ**ના કેટલાક ભાગમાં રણ છે. ત્યાંના ઘોડા અને ચાંદીકામ વખણાય છે. **ગુજરાત**માં ઘણે ભાગે કાળી સપાટ ધરતી છે. તેમાં કપાસ ઘણો પાકે છે. **કોકણ** કાંઠે હવા ભેજવાળી અને વરસાદ ઘણો પડે છે. અહીં ડાંગર અને નાળિએર ઘણાં થાય છે. તેનાથી પૂર્વમાં **મહારાષ્ટ્ર**માં **ગોદાવરી** નદી પર **નાશક** અને **ત્રંબક** જાત્રાનાં ઠેકાણાં છે. અહીં **સહ્યાદ્રિ** નામે મોટો પહાડ છે. છેક દક્ષિણે **ગેરસ**પ્પાના પ્રખ્યાત જળધોધવાળા **કાનડા** જીલ્લામાં એળચી, સોપારી ને નાળિએર ઘણાં થાય છે. તેના કેટલાક ભાગની હવા રોગિષ્ટ છે.

સરકારે **મુંબઈ** ઈલકાંના ચાર ભાગ કીધા છે. તેને **સિંધ**, ઉત્તર, **મધ્ય** અને **દક્ષિણ** વિભાગ કહે છે. ઉત્તર વિભાગમાં આપણું **ગુજરાત** ગણાય છે. **દક્ખણ**ના બે ભાગ કરી એકને **મધ્ય** અને બીજાને **દક્ષિણ** વિભાગ કહે છે. એ ચાર સિવાય **મુંબઈ** બેટને જુદો ભાગ ગણ્યો છે. ઇલાકામાં **ગાયકવાડ**નું, **કોલ્હાપુર**નું, **કચ્છ**નું ને એ સિવાય કેટલાંક નાનાં દેશી રાજ્યો છે.

**નરોતમ**—ઇલાકાનો કારભાર શી રીતે ચાલે છે તે હવે કહો.

**તાપીદાસ**—આખા ઇલાકાનો રાજકારભાર ગવર્નર સાહેબની દેખરેખ નીચે ચાલે છે. તેમની નીમણુક નામદાર શહેનશાહના હુકમથી થાય છે, અને તે પાંચ વરસ સુધી ચાલે છે. ગવર્નર સાહેબ ઘણું ખરૂં શિઆળામાં **મુંબઈ**માં રહે છે. ઉના-

ળામાં તે સાહેબનો મુકામ મહાબળેશ્વરના ડુંગર પર હોય છે. ચોમાસામાં તે પુને રહેવા જાય છે. એમને રાજકારભારમાં મદદ કરવા બે કારભારી મંડળ છે. તેમાંનું એક ઇલાકાનો કારભાર ચલાવનારૂં અને બીજું કાયદાકાનુન બાંધનારૂં છે. કારભાર ચલાવનાર મંડળમાં ગવર્નર સાહેબ સાથે ત્રણ કારભારીઓ છે. એ મંડળ મુંબઈ સરકારના નામથી ઓળખાય છે. તેમના હાથ નીચે જુદાં જુદાં ખાતાંનું કામ કરનાર પાંચ મંત્રીઓ છે. તે દરેક પાસે એક કરતાં વધારે ખાતાંનું કામ હોય છે.

ઇલાકાના ચારે ભાગમાં મુલકી કામ કરનાર એક એક મોટો અમલદાર છે તેને કમિશનર કહે છે. ન્યાયખાતાનો વહીવટ મુંબઈની મોટી અદાલતના ન્યાયાધીશો ચલાવે છે. એ સિવાય કેળવણીખાતું, જંગલખાતું, ખેતીવાડીખાતું વગેરે બીજાં કેટલાંક ખાતાં છે. દરેક ખાતાને માથે એકેકો મુખ્ય અધિકારી છે. તે બધા સરકારના તાબામાં રહી પોતપોતાનું કામ સંભાળે છે. કેળવણી ખાતાના વડા અધિકારીને ડિરેકટર સાહેબ કહે છે.

એ સાંભળી નરોતમ કહે છે, વાહ! અંગ્રેજ સરકારે રાજકારભારની કેવી સરસ ગોઠવણ રાખી છે! બેશક એવા કારભારથી રૈયત સુખી થાયજ.

---

મંત્રીઓ—પ્રધાનો.

સલામતી—હથિઆર નમાવી સલામ આપવી તે.

---

## પાઠ ૭૨. મુંબઈ અને અમદાવાદ.

પશ્ચિમ હિંદમાં મુંબઈ ઘણું મોટું શહેર છે. ઈ૦ સ૦ ૧૬૬૧ માં એ બેટ અંગ્રેજ લોકને હાથ આવ્યો, તે વખતે અહીં થોડા માછીઓનાં ઝુંપડાં હતાં. અંગ્રેજ લોકના હાથમાં આવ્યા પછી મુંબઈ શહેરનો ઘણો વધારો થતો ગયો, અને તે હાલની આબાદી પર આવ્યું છે.

ઉમરખાડી, મનગામ, કોલાબા અને માહીમ જે હાલમાં મુંબઈના મોટા ભાગો છે, તે અગાઉ બેટ હતા. એ બેટોમાં નાના મોટા ખાડા હતા, તે કાદવથી ભરેલા રહેતા. ભરતીને વખતે એ બેટ પર ઠામઠામ પાણી થઈ રહેતું. અંગ્રેજ લોકોએ લાખો રૂપીઆ ખરચી તે ખાડા પુરાવી નાખ્યા, ને કેટલાક પર પૂલો બંધાવ્યા, તેથી મુંબઈ હાલ દ્વીપકલ્પ બન્યો છે.

મુંબઈ શહેરમાં આસરે ૮ લાખ માણસની વસ્તી છે. પૃથ્વી ઉપર થોડાં મોટાં અને સરસ બંદરો છે તેમાંનું એ એક છે. એ બંદરમાં દૂર દેશનાં વહાણો અને આગબોટો માલ અને ઉતારૂ લઈને આવે છે અને જાય છે. એ શહેરમાંથી આગગાડીના બે ફાંટા નીકળે છે. એથી પરદેશનો માલ હિંદુસ્તાનમાં ચોતરફ મોકલવાની અને આ દેશનો માલ પરદેશ મોકલવાની બંદર પર ઘણી સારી ગોઠવણ કરેલી છે.

મુંબઈ શહેરમાં સહેજ ફરવા નીકળીએ, તો ગગન સાથે વાતો કરતી મોટી હવેલીઓ ઠેકાણે ઠેકાણે માલમ પડે છે. જુદા જુદા ઘાટની સુંદર અને વિશાળ ઇમારતો, દવાખાનાં, મીલો, કારખાનાં, જથાબંધ માલથી ભરેલી મોટી મોટી દુકાનો, ગાડી-ઘોડાની ગીરદી અને પુષ્કળ વસ્તી જોઈ મન ચકિત થઈ જાય છે. ત્યાં અનેક જાતના વેપાર અને નાના પ્રકારના ધંધા ચાલે છે. એ શહેરમાં કેટલાક વેપારીઓ લક્ષાધિપતિ છે. કેટલાક ઉદાર વેપારીઓએ પરોપકારનાં કામમાં હજારો રૂપીઆ ખરચ્યા છે. કેટલાકે દેવળ, મિનારા, દવાખાનાં, ધર્મશાળા અને નિશાળો બંધાવી છે. એ પ્રમાણે મુંબઈ શહેરનો વૈભવ દિન પર દિન વધતો જાય છે. આખા હિંદુસ્તાનમાં મુંબઈ શહેરની બરોબરી કરી શકે એવું એકે શહેર નથી. મુંબાદેવી નામે માતાનું થાનક અસલથી અહીં છે. તે ઉપરથી શહેરનું નામ મુંબઈ એટલે મોટી મા. પડ્યું છે. મુંબઈ બેટનો વિસ્તાર ૨૨ ચોરસ માઈ-

લનો છે. તે વધારેમાં વધારે ૧૧½ માઈલ લાંબો અને ૪ માઈલ પહોળો લગભગ ત્રિકોણાકારે છે.



મુંબઇનો બારા આગળનો દેખાવ.

**મુંબઈ** ઇલાકામાં બીજાં મોટાં શહેરોમાં **અમદાવાદ**, **પુના**, **સુરત**, **વડોદરા** ને **કરાચી** છે. તેમાં **અમદાવાદ** સૌથી મોટું છે. એ શહેર ઈ૦ સ૦ ૧૪૧૨ માં મુસલમાન સુલતાન **અહમદશાહે** **સાબરમતીને** ડાબે કાંઠે વસાવ્યું હતું. હાલ એનો વિસ્તાર બે ચોરસ માઈલ ને વસ્તી ૧,૮૦,૦૦૦ માણસની છે. એક વખતે એ શહેરની વસ્તી આઠ લાખથી વધારે હતી. તે વખતે અહીંના કેટલાંક વેપારીઓ કરોડપતિ હતા. મરાઠી અમલમાં પુષ્કળ દાણને લીધે **અમદાવાદના** વેપારની પડતી થઈ; પણ અંગ્રેજ સરકારના હાથમાં એ શહેર આવ્યું, ત્યારથી શહેરની અને તેના વેપારની પાછી આબાદી થતી ચાલી છે. અસલથીજ **અમદાવાદ** સુતરાઉ, રેશમી અને કસબી વણાટ માટે નામીચું છે, તેથી કહે છે કે **અમદાવાદ** ત્રણ તાર પર જીવે છે. હાલમાં વરાળયંત્રથી ચાલતી ત્રીસ પાંત્રીસ મીલો છે. એથી વસ્તી અને વેપાર પાછલાં ત્રીસ વરસોમાં ઘણાં વધ્યાં છે.

શહેરના પરોપકારી તવંગરો તરફથી દવાખાનાં, નિશાળો, ધર્મશાળા, અને ખોડાં ઢોરો રાખવાની પાંજરાપોળ છે. મુસલમાની રાજ્ય વખતની અનેક જોવા લાયક ઇમારતો તેના ઉંચા મિનારા સહિત શહેરમાં ઠેકાણે ઠેકાણે દીઠામાં આવે છે. ભદ્રનો કિલ્લો, ત્રણ દરવાજા, જુમામસીદ, તથા રાણી સિપ્રીની મસીદ એ મુખ્ય છે. ભદ્રના લાલ દરવાજા પાસે સીદી સૈયદની મસીદની કોતરણીવાળી બે જાળીઓ જોવા લાયક છે.

શહેર બહાર નજીકમાં કેટલીક ઇમારતો ઘણી મોટી અને જોવા લાયક છે. દિલ્હી દરવાજા બહાર હઠીસીંગનું દેવસ્થાન છે, ત્યાંથી લશકરી છાવણીમાં જવાય છે. અહીં ગોરું અને દેશી લસ્કર રહે છે. એ છાવણીની પશ્ચિમે નદી કાંઠે શાહીબાગ નામે મોટી જોવા લાયક ઇમારત છે. એની નજીકમાં દરીઆખાનનો ઘુમટ આવે છે. કાળુપુર દરવાજા બહાર દાદાહરીની અને માતર ભવાનીની વાવો છે. રાયપુર દરવાજા બહાર કાંકરીઉં અને ચંડોળા તળાવો, તથા તેની પાસે શાહઆલમનો રોજો અમદાવાદની શોભામાં વધારો કરે છે. શહેર નજીક સાબરમતી નદીની પશ્ચિમે માદલપર ગામની હદમાં ગુજરાત કોલેજનું સુંદર મકાન છે. સરખેજ અને વટવાના રોજા પણ જોવા લાયક છે.

---

વિસ્તાર—લંબાઈ અને પહોળાઈ ગણતાં જમીનનું જે માપ આવે તે.

---

## પાઠ ૭૩. ઇલાકામાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાના જુના રસ્તા.

નટવરલાલ નામે એક છોકરો પોતાના બાપ જોડે જંબુસરથી જાત્રા જવા નીકળ્યો. તેઓ જંબુસરથી બળદની ગાડીમ બાંધેલી સડક પર થઈ પાલેજના રેલવે સ્ટેશન પર રસ્તામાં ઢાઢર નદી પર પૂલ બાંધેલો હતો. ઉનાળો હોવાથી બહુ તાપ લાગતો, અને શરીરમાંથી પરસેવ

નીકળતા. **પાલેજ**થી **મુંબઈ**ની આગગાડીમાં બેસી તેઓ તે શહેર તરફ જવાને ઉપડ્યા.

**નટવર**—બાપા, આગગાડીમાં મુસાફરી કરવાનું ઘણું સારું લાગે છે. **જંબુસર**થી **પાલેજ** આવતાં કેટલો બધો થાક લાગ્યો હતો? વળી ગાડામાં ધક્કા પણ બહુ લાગતા. એકાદ વખત તો ગાડું ઉંધું વળી જતાં બચ્યું હતું. આગગાડીમાં તો આચકા નહિ જેવા લાગે છે, અને વળી ઝડપથી જવાય છે. બાપે કહ્યું, બરાબર છે. એટલામાં **સુરત** શહેર આવ્યું. આગગાડીમાં બેઠાં બેઠાં એક મોટી સડક **સુરત**થી પૂર્વ તરફ ગએલી દીઠી. તે ઉપરથી માલનાં ભરેલાં ગાડાં અને કેટલાક પોઠી આવતાં જણાયાં. **નટવરે** પૂછ્યું, બાપા, આ ગાડાં અને પોઠી ક્યાંથી આવતાં હશે?



**બાપ**—એ મોટી ધોરી સડક છે. એ **સુરત**થી **બારડોલી** થઈ **ખાનદેશ**ના **નવાપરા** ને **નંદરબાર** તરફ જાય છે. અગાઉ જ્યારે આગગાડી **સુરત**થી **ખાનદેશ** તરફ જતી ન હતી, ત્યારે એ રસ્તેથી વણજારો અને ગાડાં મારફતે **ખાનદેશ**નો પુષ્કળ માલ **ગુજરાત**માં આવતો.

થોડા કલાકમાં તેઓ **મુંબઈ** જઈ પહોંચ્યા, ને બીજે દિવસે **નાશક** ગયા. **જંબુસર**ના કેટલાક તેના ઓળખીતા **સુરત**થી **ધરમપુર** ને **પેંઠ** આગળ થઈ પત્થરની બાંધેલી સડકને લીને **નાશક** આવ્યા હતા. તેઓએ કહ્યું, અમે બહુ અને રસ્તે ઘણા દહાડા ભાંગ્યા, તથા નદીઓ ઉપર

પૂલ ન હોવાથી હોડીમાં બેસી તે ઉતરવી પડી. વળી એક ઠેકાણે જંગલમાં વાઘના પંજામાંથી બચ્યા, અને બીજે ઠેકાણે ચોરથી લુટાતા સહેજમાં બચી ગયા. માટે હવે તો અહીંથી આગગાડીમાં બેસી મુંબઈ થઈ સુરત જઈશું.

બીજે દહાડે તેઓ બધા મુંબઈ આવ્યા. નટવર અને તેના બાપા અહીંથી દ્વારકા જવા ધારતા હતા, તેથી તેઓ બંદર પર ગયા, અને કરાચી જવાની આગબોટમાં બેઠા. બંદરમાં નાનાં મોટાં પુષ્કળ વહાણો ને આગબોટો માલ તથા ઉતારૂઓને લઈ જતાં આવતાં જણાયાં.

નટવરની આગબોટ મુંબઈથી ઉપડી ને બીજે દહાડે દ્વારકા પહોંચી. દ્વારકામાં ચાર પાંચ દિવસ રહી તેઓ પોરબંદર ગાડામાં બેસીને આવ્યા. અહીં આગગાડીએ ન હતી અને બાંધેલી સડક પણ ન હતી, તેથી પોરબંદર પહોંચતાં ઘણો વખત લાગ્યો. તડકા અને ધૂળથી બહુ હેરાન થયા.

પોરબંદરથી આગગાડીમાં બેસી વીરમગામ થઈ તેઓ ડીસાની છાવણીએ તેમના એક સગાને મળવા ગયા. એક દહાડો ગામ બહાર ફરવા ગયા, ત્યારે કેટલાંક ઊંટો જતાં નટવરે જોયાં. તેણે પૂછ્યું, બાપા, આટલાં બધાં ઊંટો ક્યાં જતાં હશે? બાપે કહ્યું, આ ઊંટો તો થોડાં છે, પણ જ્યારે આગબોટ અને આગગાડી ન હતી, ત્યારે ગુજરાત અને સિંધ વચ્ચે આ મોટો વેપારી માર્ગ હતો. માલ ભરીને હજારો ઊંટનો કાફલો અમદાવાદથી પાલણપુર, ડીસા, થરાદ ને નગરપારકર થઈ સિંધમાં જતો. રેતીના રણમાં થઈને જવાને ઊંટો કામ લાગે છે.

---

નગરપારકર—સિંધના થરપારકર જીલ્લામાં તાલુકો છે.

પોઠી—માલ લાદેલો બળદ.

વણજારો—પોઠીનું ટોળું.

# પાઠ ૭૪. જુનું પ્રસિદ્ધ શહેર ચાંપાનેર.

**પં**ચમહાલ જીલ્લામાં **ગો**ધરેથી દક્ષિણે ૪૨ અને **વ**ડોદરેથી ઈશાનમાં ૨૫ માઈલ પર **ચાં**પાનેર નામે ગામ છે. અસલ તે મોટું શહેર હતું. હાલમાં ત્યાં ભીલ અને નાયકડાની જૂજ વસ્તી છે. **વ**નરાજ ચાવડાના પ્રધાન **ચાં**પાએ ઇ૦ સ૦ ની ૮ મી સદીમાં એ શહેર અને કિલ્લો બંધાવ્યાં હતાં. જૈનોનાં કોતરકામવાળાં દહેરાં ૯ મી સદીમાં બંધાયાં. ૧૧ મા સૈકામાં અહીં **અ**ણહીલપુરના રાજ્યના ખંડીઆ તુવાર રજપુતોનું રાજ્ય હતું. ત્યારપછી ચોહાણ રજપુતોના હાથમાં **ચાં**પાનેરનું રાજ્ય આવ્યું. તેઓએ ઇ૦ સ૦ ૧૪૮૪માં તે ખોયું, પણ તેઓના વંશજો નજીકના **દે**વગઢ બારીઆ ને **છો**ટાઉદેપુરમાં હાલ રાજ્ય ભોગવે છે. **પા**વાગઢના કિલ્લાની ઈશાન તરફના ઢાળ નીચે રજપુતોનું જુનું **ચાં**પાનેર હતું, ને કિલ્લો ડુંગર પર હતો. ઇ૦ સ૦ ૧૪૧૮ માં **અ**મદાવાદ વસાવનાર **અ**હમદશાહે **ચાં**પાનેરને ઘેરો ઘાલ્યો હતો, અને ત્યાંના રાજા પાસેથી ખંડણી લીધી હતી. ઇ૦ સ૦ ૧૪૫૦માં પાછા મુસલમાનો ચઢી આવ્યા હતા, પણ ડુંગરી કિલ્લાને લીધે રજપુતો પોતાનું સ્વતંત્રપણું જાળવી શકયા હતા. **અ**મદાવાદનો **મ**હમુદ બેગડાએ ઇ૦ સ૦ ૧૪૮૪ માં **ચાં**પાનેર જીતી ત્યાં કિલ્લો, મસીદ અને મહેલ બંધાવ્યાં. અહીંની હવા તેને પસંદ પડવાથી તેણે શહેરનું નામ પોતાના નામ પરથી **મ**હમુદાબાદ પાડી પોતાની રાજધાની ત્યાં કીધી.

રાજધાની થયા પછી **ચાં**પાનેરમાં ઘણી મોટી ઇમારતો, બગીચા, ફુવારા અને બજારો ઝડપથી થયાં. અહીંની કેરી તે વખત આખા ગુજરાતમાં વખણાતી. સુખડ એટલી થતી કે તે મકાન બાંધવામાં પણ વપરાતી. કારીગરીમાં તરવાર ને રેશમી રંગાટીએ સારૂં નામ મેળવ્યું હતું. પુષ્કળ અનાજ પાકે એવા **મા**ળવા અને **ગુ**જરાતની સરહદ પર એ આવેલું હોવાથી અહીંનો વેપાર બહુ ઝડપથી વધ્યો. **ગુ**જરાતમાંથી **મા**ળવે જવાના રસ્તા

પર વિશાળ મેદાનમાં એ ડુંગરી કિલ્લો હોવાથી એની અગત્ય ઘણી હતી, કારણ કે દેશ માંહેલા તોફાની લોકોને ધાકમાં રાખવાને તથા પરદેશીઓને દેશમાં આવતા અટકાવવાના કામમાં એ ઘણો ખપ લાગતો.

એ કિલ્લો જીતી લેવા વખતો વખત હુમલા થયા છે. ગુજરાતના પાદશાહોના હાથમાંથી મોગલોએ એ જીતી લીધો હતો. મોગલો પછી એ મરાઠાના હાથમાં આવ્યો. ઈ૦ સ૦ ૧૮૦૩ માં અંગ્રેજ સરદાર કર્નલ વુડિંગ્ટને એ જીતી લીધો, પણ તરતજ સિંધીઆને આપ્યો હતો. પચાસ વરસ પછી તે પાછો અંગ્રેજોના હાથમાં આવ્યો, ત્યારે **ચાંપાનેરમાં** માત્ર ૫૦૦ માણસની વસ્તી હતી. અંગ્રેજોએ કેટલુંક ખરચ કરી શહેર આબાદ કરવાના પ્રયત્ન કર્યા, પણ હવાપાણી બગડેલાં હોવાથી તે આબાદ થઈ શકયું નહિ.



પાવાગઢ.

**ચાંપાનેરમાં** મુસલમાની વખતની કેટલીક મોટી ઇમારતો, મહેલો, તળાવો, મસીદો, કુવા, મિનારા, કિલ્લા વગેરેનાં ખંડેરો

પુષ્કળ જોવામાં આવે છે. અહીંની જુમામસીદ આખા પશ્ચિમ હિંદમાં બેનમુન છે.

**ચાંપાનેર**નો ડુંગર **હાલોલ**થી અગ્નિખુણામાં ૨ માઈલ પર છે. તેનો ઘેરાવો ૨૯ માઈલનો ને ઉંચાઈ ૨૫૦૦ ફૂટની છે. એ ખડકનો બન્યો છે. વાયવ્ય ખુણામાં કોટ અને બુરજો છે. એનું મથાળું ચપટું છે. તે પર કાળકા માતાનું પ્રખ્યાત દહેરૂં અને કિલ્લો છે. ડુંગર પર ચઢતાં ઢાળ પર આગલા વખતની મસીદો, મહેલો અને કબરોનાં ખંડેરો થોડે થોડે છેટે આવતાં જાય છે. એ કિલ્લાની આસપાસ પવનના સપાટા લાગ્યા કરે છે, તેથી તેને **પાવાગઢ** કે **પવનગઢ** પણ કહે છે. ચોહાણ રજપુતો અને મુસલમાન પાદશાહોના વખતની કેટલીક નિશાનીઓ હજી અહીં ટકી રહી છે.

---

૧. બેનમુન—જેનો જોડો નહિ હોય તેવી; ઉત્તમ.

---

# ચોથી ચોપડી—ભાગ ૩.



## પાઠ ૭૯. ગરમી કે ઉષ્ણતા.

ગરમી એટલે શું તે આપણે પ્રથમ જાણવું જોઈએ. આ બળતો દીવો છે, અને આ અંગારા ભરેલી સગડી છે. તમે દીવા પર કે અંગારા પર આંગળી ધરો તો દાઝશો. લોઢાના સળીઆની અણી થોડી વાર દેવતામાં રાખીને પછી તેને બીજે છેડે તમે અડકશો, તો તમને ચપકો બેસશે. ઉના પાણીમાં હાથ ઘાલશો તો તમે દાઝશો. તડકામાં ખુલ્લે પગે ચાલશો તો ઝઝેલા ઊઠશે. એમ ગરમ વસ્તુને અડકવાથી આપણે દાઝીએ છીએ અથવા તે ઉની લાગે છે. એ લાગણી ગરમીથી થાય છે.

પણ ગરમી એ કંઈ પદાર્થ નથી, તે હું તમને હવે બતાવીશ. આ પિત્તળનો કકડો ઠંડો છે. એનું વજન કરો. પછી એને તપા-

વીને ફરી તોળી જોશો, તો વજન તેટલું ને તેટલુંજ થશે. વસ્તુને તપાવવાથી તેમાં કંઈ વધઘટ થતી નથી, પણ માત્ર તેની સ્થિતિમાં ફેરફાર થાય છે, એટલે ટાઢી હોય તે ઉની થાય છે; માટે આપણે કહીશું કે ગરમી કંઈ પદાર્થ નથી, પણ માત્ર પદાર્થની સ્થિતિમાં ફેરફાર કરે છે.

લોઢાનો ગજ તપાવી તેને હાથ લગાડીએ, તો તે ગરમ લાગે છે. તેને વધારે તપાવીને અડકીએ તો દઝાય છે, અને તે લાલચોળ થયો હોય ત્યારે ફોલ્લો પડે છે. આ ઉપરથી સમજવું કે કોઈ પણ પદાર્થને જેટલો તપાવીએ તેટલો તેની ગરમીમાં વધારો થાય છે.

આ પિત્તળનો ગોળો જુઓ. એ આ કડીમાં ઉતરી જાય છે. હવે હું એ ગોળાને આ સગડીમાં તપાવીને કડી પર મૂકું છું. એ હવે અંદર ઉતરતો નથી. એક વાસણ પાણીથી છલાછલ ભરીને ચુલે મૂકીશું, તો તે તપશે તેમ તેમ તેમાંથી પાણી ઉભરાશે. આ રબરની કોથળી છે. એમાં થોડીક હવા ભરીને હું એનું મોઢું તાણી બાંધું છું: હવે હું એને દેવતા પર ધરૂં છું. જુઓ, એ ઉપસીને દડા જેવી થઈ ગઈ. એનું કારણ શું હશે વારૂ ? ગરમીથી માંહેલી હવા ફૂલી, તેથી એ કોથળી ઉપસી આવી. આપણે પાણી ગરમ કરીએ છીએ, ત્યારે તે પણ એજ કારણથી ફૂલે છે, અને તેને રહેવાને વાસણમાં જગા ન મળવાથી ઉભરાય છે. એજ પ્રમાણે આ ગોળો પણ તાપથી ફૂલ્યો છે, તેથી એ કડીમાં ઉતરતો નથી. માટે યાદ રાખજો કે ગરમીને લીધે પદાર્થો ફૂલે છે.

બરફનો ગાંગડો હાથમાં રાખીએ, તો તેનું પાણી થઈ જાય છે. થીજેલું ઘી કે કોપરેલ તડકામાં પીગળી જાય છે. તેમજ ગંધકનો કકડો થોડા તાપથી પીગળે છે. કલાઈ, સીસું, રૂપું, સોનું વગેરે ધાતુઓ પણ ઓછોવત્તો તાપ લાગવાથી ઓગળી જઈ તેનો રસ બને છે.

ગરમીથી બરફનું પાણી થાય છે, અને પાણી ઉકળે છે ત્યારે તેની વરાળ બને છે. ગંધકનું પણ તેમજ થાય છે. એમ પદા-

ર્થનાં રૂપ ગરમીની અસરથી બદલાય છે. યાદ રાખજો કે ગરમી લાગવાથી પદાર્થોની એક સ્થિતિ બદલાઈ બીજી સ્થિતિ થાય છે; એટલે જે ઘન હોય છે તે પ્રવાહી થઈ જાય છે, અને પ્રવાહી હોય છે તેની વરાળ બને છે.

ચુલામાં લાકડાં બળતાં હોય તેને બીજે છેડેથી ઝાલીને આપણે ખંખેરીએ કે સંકોરીએ, ત્યારે દાઝતા નથી. પણ લોઢાના, પિત્તળના કે બીજી કોઈ ધાતુના ગજીઆનો એક છેડો દેવતામાં ખોસેલો હોય, તો બીજે છેડેથી ઝાલી શકાતો નથી. તેનું કારણ એ છે કે ધાતુમાં ગરમી ઝટ પ્રસરી જાય છે, અને લાકડામાં તેમ થતું નથી. કેટલાક પદાર્થોમાં પાટોપાટ ગરમી વધારે ઝડપથી વહે છે, અને કેટલાકમાં તે ઘણી ધીમી વહે છે.

---

ઘન—નક્કર.
છલોછલ—છેક માથા સુધી.
ઝઝેલા—ફોલ્લા.
પ્રવાહી—પાણી જેવા રેલાતા.
પાટોપાટ—એક છેડાથી બીજા છેડા સુધી.

---

## પાઠ ૭૬. ઠંડી.

આપણે પાછળ શીખી ગયા કે ગરમી કંઈ પદાર્થ નથી, પણ તે વડે પદાર્થની સ્થિતિ બદલાય છે. વળી આપણે શીખ્યા કે ગરમીને લીધે પદાર્થના વજનમાં કશો વધારો થતો નથી. તેની અસરથી તેઓ ફૂલે છે, ને તેમની સ્થિતિ અથવા આકારમાં ફેરફાર થાય છે.

તેજ પ્રમાણે ઠંડી પણ કંઈ પદાર્થ નથી. ગરમીની પેઠે તે પણ પદાર્થોની સ્થિતિમાં ફેરફાર કરે છે, પણ ગરમી કરતાં તદન ઉલટીજ અસર કરે છે. ગરમી લાગવાથી પદાર્થ ફૂલે છે ને ઠંડીથી સંકોચાય છે. લુહાર પૈડાંને વાટ ચઢાવે છે, ત્યારે પહેલાં વાટને તપાવીને પૈડે ફરતી રાખે છે. પછી તેના પર ઠંડું પાણી રેડે છે, ત્યારે તે સંકોચાઈને પૈડા પર સજ્જડ બેસી જાય છે.

તાપ લગાડવાથી ઘન પદાર્થો પીગળીને પ્રવાહી બને છે, અને પ્રવાહી હોય તે વાયુ રૂપ થઈ જાય છે. હવે ઠંડી લગાડવાથી શું થાય છે તે જોઈએ.

એક લાંબા નાળચાવાળી ચાદાનીમાં પાણી ભરીને ઉકાળો, એટલે નાળચામાંથી વરાળ નીકળવા માંડશે. તેનું ઢાંકણ સજ્જડ બંધ કરજો. પછી નાળચા પર થોડું ટાઢું પાણી રેડશો, એટલે નાળચાને છેડે પાણી ટપકતું દેખાશે. એ પાણી અંદરની વરાળનું બનેલું છે. નાળચા પરના ટાઢા પાણીને લીધે અંદરની વાયુ રૂપ વરાળ પ્રવાહી થઈ તેનું પાણી બન્યું. વળી એક પ્યાલામાં થોડુંક પાણી લઈને તે બરફની વચ્ચે મૂકો, તો થોડી વારમાં તેમાંના પાણીનું બરફ બની જશે. એજ રીતે ધાતુનો રસ ટાઢો પડીને તેનો નક્કર ગઠ્ઠો બંધાય છે. આ ઉપરથી એવો નિયમ નીકળે છે, કે ઠંડીની અસરથી જે પદાર્થો વાયુ રૂપ હોય તે પ્રવાહી બને છે, અને પ્રવાહી હોય તે ઘન થઇ જાય છે. માટે ઠંડી પદાર્થોની સ્થિતિમાં ફેરફાર કરનારૂં કારણ છે, પરંતુ તેની અસર ગરમીની અસરથી ઉલટી છે.

ઉપર પ્રમાણે ગરમી અને ઠંડીનું સ્વરૂપ સમજ્યા પછી પણ એક શંકા ઊઠે છે. ગરમી ને ઠંડી એક એકથી જુદાં છે, કે જેમ જેમ કોઈ પદાર્થની ગરમી ઘટતી જાય છે, તેમ તેમ તેમાં ઠંડી આવતી જાય છે?

ધારો કે એક માણસ કોઈ ઉંચા પર્વત પરથી ડોળીમાં બેસીને ઉતરે છે, અને બીજો નીચેથી તે પર્વત ઉપર ચઢે છે. પછી બંને અર્ધે રસ્તે મળે છે. અહીં નીચે ઉતરનારો પોતાના અંગરખાની કસો છોડતો માલમ પડશે, અને ઉપર ચઢનારો ધ્રૂજતો ધ્રૂજતો ડીલે શાલદુપટ્ટા વીંટતો જણાશે. એ ઠેકાણે હવાની ગરમી બેઉને શરીરે સરખી લાગવી જોઈએ, પણ બેઉ જણના ડીલે ઓછીવત્તી ગરમી કેમ લાગતી હશે? પર્વતને મથાળે ઘણી ઠંડી

અને તળેટી આગળ ગરમી હોય છે. હવે ટોચ પરથી નીચે ઉતરતાં પેલા માણસને ઠંડી ઓછી લાગે છે, તેથી તે એમ માને છે કે તાપ લાગે છે, અને તળેટીએ જતાં બફાઈ જવાશે. એથી ઉલટું, ઉપર ચઢતાં પેલા બીજા માણસને ગરમી ઓછી લાગે છે, તેથી તે માને છે કે ઠંડી લાગે છે. આ પ્રમાણે તેઓ જ્યાં મળે છે, ત્યાં હવા જુદી નથી, તોપણ તેની અસર દરેકને જુદી જુદી લાગે છે, તેનું કારણ એ છે કે તેઓ જુદે જુદે ઠેકાણેથી આવ્યા છે.

વળી બીજું ઉદાહરણ લઈએ. ત્રણ પ્યાલા લો. એકમાં ઠંડું, બીજામાં હુંફાળું અને ત્રીજામાં ઉનું પાણી ભરો. પછી તમારો જમણો હાથ ઠંડા પાણીમાં અને ડાબો ઉના પાણીમાં રાખો. થોડી વાર પછી બેઉ હાથ હુંફાળા પાણીમાં મૂકો. ત્યારે જે હાથ પહેલાં ઠંડા પાણીમાં હતો તેને એ પાણી ગરમ લાગશે, અને જે ઉના પાણીમાં હતો તેને ઠંડું લાગશે. હુંફાળું પાણી તેનું તે છે, અને હાથો પણ તેજ માણસના છે, પરંતુ લાગણી જુદી જુદી થાય છે.

આ ઉપરથી આપણે સમજવું કે ગરમી અને ઠંડી એ શબ્દો એક એકને મુકાબલે બોલાય છે. અમુક પદાર્થો ઠંડા કે ગરમ છે, તેનો અર્થ એટલોજ કે તેઓ બીજા કોઈ પદાર્થની સાથે સરખાવતાં તેનાથી વધારે ઠંડા અથવા ગરમ છે.

---

મુકાબલે—સરખામણી કરતાં. શંકા—ગુંચવણ ભરેલો વિચાર; સંદેહ. સ્વરૂપ—ખરૂં રૂપ.

---

## પાઠ ૭૭. ફટકડી.

એક વખત જગુનું મોઢું આવેલું હતું ને તેનો દાંત હાલતો હતો, તેથી તેના બાપાએ તેને ફટકડીનું પાણી તૈયાર કરી આપી તેના કોગળા કરવાનું કહ્યું.

જગુની બેન વેણીએ જોયું, કે બાપાએ પાણીમાં કંઈ ચળકતા ગાંગડા નાખ્યા તે ઓગળી ગયા. એ ગાંગડા ફટકડીના હતા, પણ

તે સમજી કે અંદર સાકર નાખી. એ ઉપરથી તે બોલી, ભાઈ **જગુ**, તું તો ભાગ્યશાળી છે. જોની, તને સાકરીઆ પાણી પીવાનું મળ્યું. ત્યારે તેના બાપા **સનમુખરામે** કહ્યું, બેન **વેણી**, તારી મરજી હોય તો લે, તું આમાંનુ પાણી જરા પી જો. **વેણીએ** તેમાંથી એક ઘુંટડો ભર્યો કે તેને તે ખટુમડું ને તુરૂં લાગ્યું, ને તે થુ થુ કરવા મંડી પડી.

એ જોઈ તેના બાપાએ કહ્યું, શું તું એને સાકરીઆ પાણી સમજતી હતી? ત્યારે કેમ પી ન ગઈ? ખરી વાત તો એ કે પાણીમાં મેં ફટકડી નાખી હતી, સાકર નહોતી નાખી. તારા દાંત હાલતા હોય, ત્યારે એવા પાણીના કોગળા કરજે એટલે તે સજ્જડ થઈ જશે. એ પાણી મેં તેટલાજ માટે **જગુ**ને આપેલું હતું.

**વેણી**—અહો, ફટકડી કેવી તુરી લાગે છે! એ બજારમાં વેચાતી મળે છે, કે લોકો કશામાંથી બનાવે છે?

**સનમુખરામ**—આપણા દેશમાં કોઈ કોઈ ઠેકાણે ફટકડીની ગાંગડીઓ ભોંયમાંથી જડે છે. પણ આજ કાલ તો બનાવટી ફટકડી ઘણી નજરે પડે છે. ખાણોમાંથી ફટકડીવાળા પથરા નીકળે છે, તેમાંથી અને કાળી માટી તથા ગોરમટીમાંથી તે બને છે. એવા પથરા રજપુતસ્તાન અને કચ્છમાં માલમ પડે છે, તેથી ત્યાં પહેલાં ફટકડી કાઢવાનાં કારખાનાં ચાલતાં હતાં. હવે તો પરદેશી ફટકડી હિંદુસ્તાનમાં આવવા માંડી, એટલે તે કારખાનાં પડી ભાંગ્યાં છે.

**જગુ**—હવે હું ફટકડીનો એક ઉપયોગ શીખ્યો. મારો દાંત હાલતો બંધ થઈ ગયો. પણ ફટકડી બીજા શા શા ખપમાં આવે છે?

**સનમુખરામ**—ઓસડ તરીકે એ ઘણી ઉપયોગી ગણાય છે. એ બંધક અને મજબુતી આપનારી છે. આંખો દુખવા આવી હોય, ત્યારે તેને ફટકડીને પાણીએ ધોવાથી બહુ ફાયદો થાય છે. ગળાનો કાકડો કે અવાળુ ફૂલ્યા હોય; ત્યારે ફુલવેલી ફટકડીના પાણીના

કોગળા કરવા. મોંમાં કે જીભે ચાંદી પડી હોય, ત્યારે પણ તેમ કરવું. છાતીમાં દાહ બળીને ગચરકાં આવે અથવા વખતે ઉલટીમાં લોહી જાય, ત્યારે જરા ફટકડીનું પાણી પીવાથી ફાયદો થાય છે. વળી ફટકડીના પાસથી લુગડાંને રંગ બરાબર ચઢે છે. ચામડાં પકવવામાં, છીંટો છાપવામાં અને ઘૂંટેલા કાગળો બનાવવામાં ફટકડીનો ખપ પડે છે. દૂધ ઉકાળીને પછી તે કોકીલું થાય, ત્યારે તેમાં ફટકડીનો ભુકો નાખવાથી સારૂં ખડબાદાર દહીં બંધાય છે. લુગડું, કાગળ કે કોઈ લાકડાની વસ્તુ ફટકડીના પાણીમાં બોળી કાઢીને સુકવીએ, તો પછી તેને સળગી ઊઠતાં વાર લાગે છે. વળી પેલો કાચનો ખડીઓ જુઓ. એની પિત્તળની કોરણ અને ઢાંકણું ફટકડી વડે બેસાડેલાં છે. એ સિવાય મેલા પાણીમાં ફટકડીનો ભુકો નાખશો, તો તે ચોકખું થઈ જશે.

**વેણી**—હા જગુ. ગયા ચોમાસામાં આપણે મોસાળ ગયાં, ત્યારે **મ**હીસાગરનું પાણી કેવું મેલું હતું? પણ મને સાંભરે છે કે પીવાના પાણીની ગોળીમાં મામા કંઈ ધોળો ભુકો નાખતા હતા, તેથી પાણી સારૂં રહેતું હતું. હવે મેં જાણ્યું કે તે ફટકડી હશે, અને પાણી સ્વચ્છ કરવાને માટેજ મામા નાખતા હશે.

**સનસુખરામ**—તે સફેદ ભુકો ફુલવેલી ફટકડીનો થાય છે. કાચી ફટકડીના ગાંગડા ઠીબમાં ઘાલીને દેવતા ઉપર મૂકીએ, તો પહેલાં તે તપીને ખદખદે છે. પછી તેમાંનું પાણી વરાળ થઈને જતું રહે છે, ત્યારે ઠીબમાં ફૂલીને ધોળું પતાસા જેવું ચકતું બંધાય છે. તે હલકું અને સહેલથી ભુકો કરાય એવું હોય છે. લોકો તેને ફુલવેલી ફટકડી કહે છે.

---

## पाठ ७८. सीसुं, कलाई अने जसत.

**હરિશંકર**—**મં**છારામ, કાલે આપણા શિક્ષકે કહ્યું હતું કે કોઈ ધાતુ વિષે કંઈક શોધી કાઢવાનો યત્ન કરજો, તે તમને યાદ છે? મેં સીસું પસંદ કર્યું છે. તમે કોઈ ધાતુ પસંદ કરી છે?

**મંછારામ**—હા. મેં કલાઈ વિષે થોડુંક શોધી પણ કાઢ્યું છે. હુસેન, તમારી ધાતુનું નામ દો.

**હુસેન**—અરે, હું એ વાત છેકજ ભૂલી ગયો હતો. પણ હું જસત વિષે થોડું શીખી લાવીશ. વારૂ હરિશંકર, તમારી વાત કહી જાઓની.

હરિશંકર તે કહેવાને તૈયારજ હતો, તેથી બોલ્યો, કે એક સીસાનો ચોરસ ગઠ્ઠો મારા બાપે મેજ પર કાગળ દબાવવા રાખી મૂકયો હતો, તે મેં દીઠો. મેં તે પર હાથ ફેરવી ને ઉંચકી જોયો, તો માલમ પડ્યું કે તે મેલા ભુરા રંગનો ખરબચડો અને ભારે હતો. તે પર ઘસરકા હતા, તેથી મને લાગ્યું કે હું ચપ્પુ વડે તે પર કાપા કરી જોઉં. મેં તેમ કરવાને મારા બાપાની રજા માગી. તેમણે કારણ પૂછી લઈ હા પાડી. પછી મેં મારો ચપ્પુ તે પર ઝટ ચલાવ્યો એટલે કાપા પડ્યા. એ જોઈને મારા બાપાએ કહ્યું, કે સૌ ધાતુમાં સીસું નરમ ધાતુ છે. તેને પીગળતાં વાર લાગતી નથી. તેમણે મને એ કકડામાંથી જરા કાપી લેવાનું કહ્યું. પછી મેં ચુલા પાસે જઈને તે કકડો અંગારા પર મૂકયો, તો તે ઝટ પીગળીને રસ થઈ ગયો. મારા બાપાએ કહ્યું કે સીસું નરમ છે અને તપાવવાથી વળે છે, તેથી તેના નળ બને છે. તેમણે અમારા ઘરમાંનો સીસાનો પાણીનો નળ મને બતાવ્યો. પછી એક ગોળી દેખાડીને કહ્યું કે આ બંદુકની ગોળી છે. તે કાળી અને કઠણ હતી. અમે તેને દેવતા પર મૂકી, એટલે તે પેલા કકડાની પેઠે પીગળી ગઈ, અને તેનો ધોળો ચળકતો રસ બન્યો. હવે મંછારામ, તમારે બોલવાનું હોય તે બોલો.

**મંછારામ**—મારે બે બોલ કહેવાના છે. મારે કલાઈની કકડી જોઈતી હતી, પણ તે મને મળી શકી નહિ. પછી મારી મા પાસે જરા કલાઈ માગી, ત્યારે તેણે કહ્યું કે ચોકખી કલાઈ ભાગ્યેજ મળશે. જે પેટીઓ અને ડબાઓને લોકો કલાઈના કહે છે, તે તો

કલાઈ દીધેલા લોઢાનાં પતરાંના હોય છે. આપણે રસોઈનાં વાસણોને કલાઈ દેવરાવીએ છીએ તે તને નથી સાભરતું? પછી તેણે એક તપેલી આણીને એક ઠેકાણાની કલાઈ ઘસાઈ ગઈ હતી તે બતાવ્યું. ત્યાં પિત્તળ દેખાતું હતું. બાકી આખી તપેલી ધોળી હતી. તપેલીને શા માટે કલાઈ દેવી પડે છે એમ મેં પૂછ્યું, એટલે તે બોલી, કે તેમાં જંગાલ નામે ઝેરી કાટ વળે છે, તેથી રાંધેલું કટાણું લાગે છે, અને તે ખાધાથી ઉલટી થાય છે. તે અટકાવવાને તાંબા-પિત્તળનાં વાસણોને કલાઈ દેવામાં આવે છે. કલાઈને ટીપીને તેનાં પતરાં બનાવે છે. એ પતરાંના વાડકા, તામડીઓ વગેરે થાય છે. મારી માની કલાઈની તામડી રૂપા જેવી ચળકતી હતી. તે મેં ઉંચકી જોઈ તો હલકી લાગી, પણ તે મજબુત હતી. તેણે કહ્યું કે કલાઈનું પતરૂં ઘણું હલકું ને કઠણ છે, તેથી બહુ ઉપયોગી ગણાય છે. કલાઈના વાસણો ચુલે ચઢાવાતાં નથી, કારણ કે તાપથી કલાઈ ઓગળી જઈ વાસણ રદ થઈ જાય છે.

હુસેન મુગો રહ્યો, પણ બીજે દહાડે તે નિશાળે આવ્યો, ત્યારે જસત વિષે જેટલું શીખી લાવ્યો હતો તેટલું કહી ગયો. તે પાસેના એક કારખાનામાં ગયો હતો, ત્યાં તેણે કેટલાંક જસતનાં પતરાં દીઠાં હતાં. ત્યાંના મજુરોએ કહ્યું, કે એ પતરાં છાપરાં અને મોરીઓના કામમાં આવે છે. પરંતુ તે એકલા જસતનાં બનતાં નથી. તે જસત ચઢાવેલા લોઢાનાં બને છે. જસતને લીધે પતરાં કટાતાં નથી. તેઓએ કહ્યું કે તાંબું અને જસત મળવાથી પિત્તળ બને છે, અને તાંબામાં કલાઈ મેળવવાથી કાંસું થાય છે.

---

## पाठ ७९. लाकडुं अने हाथीदांत.

ઘરો, દેવળો, નિશાળો અને કચેરીઓમાં સઘળે લાકડું દીઠામાં આવે છે. બીજી બધી વસ્તુ કરતાં લાકડું વધારે જરૂરનું છે. એના વગર આપણાથી જીવાયજ નહિ, એમ કહીએ તો ચાલે. થાંભલા, મોભ, ઘોડિઆટ, બારીઓ વગેરે સર્વ લાકડાનાં બને છે. વળી

રાંધ્યા વિનાં ખોરાક આપણાથી ખવાતો નથી. રાંધવું તો પડે-છેજ, અને તેને માટે લાકડાં જોઈએ. જો એક દહાડો ઘરમાં સરપણ નહિ હોય તો ચુલો શાથી સળગે? આ ઉપરથી લાકડું કેટલું ઉપયોગી છે તે જણાશે. જો આપણે આંબો, ફણસ કે બાવળ વહેરીએ, તો અંદરને પાસે ગોળ કુંડાળાં દેખાય છે. જ્યારે વસંત ઋતુ બેસે છે અને કુંપળો ફૂટે છે, ત્યારે ઝાડ જોસભેર વધે છે. તે વખતે થડમાં પહેલાંના બંધાએલા લાકડા ઉપર એક નવો લાકડાનો થર બાઝે છે. બીજે વરસે વળી તેના પર એક બીજો થર આવે છે. એમ વરસો વરસ થરનો વધારો થયાજ કરે છે. જે જે લાકડામાં આવા



કુંડાળાં હોય છે, તેમાં વરસો વરસ એક નવો થર બંધાય છે, તેથી એ કુંડાળાંની ગણતરી કરીને ઝાડની ઉંમર કહી શકાય છે. નવા થર બંધાતા જાય છે તેમ તેમ માંહેના થર ભચડાય છે, એટલે અંદરના ગાળાનાં કુંડાળાં, સાંકડાં થતાં જાય છે. થરોના દબાણને લીધે ગર આગળનું લાકડું મજબુત, કઠણ અને સંગીન બને છે. પણ છાલ પાસેનું તાજું લાકડું કુમળું, ઓછું ટકાઉ અને ફીકા રંગનું હોય છે. ઝાડનો રસ છાલ અને જુના કાષ્ટની વચ્ચે થઈને વહે છે; તેથી જે લાકડું બંધાય છે તે રસવાન લાકડું કહેવાય છે.



તાડ, નાળિએરી વગેરે ઝાડોમાં વૃદ્ધિ જુદી રીતે થાય છે. એને ખરેખરી છાલ હોતી નથી. એનું લાકડું ફીસું અને ગર રેસાદાર હોય છે. રેસા હાથે ખેંચી કઢાય છે. એ લાકડું ઘર બાંધવામાં છેક નકામું છે. લોકો એની પરનાળો બનાવીને ખેતરોને પાણી પાય છે.

લાકડાના ઉભા રેસા આપણે દેખી શકીએ છીએ. દેવદારનું

જાડું પાટીઉં હાથ વડે દરેક રેસામાંથી ચીરી શકાય છે, કારણ કે રેસા ઉભા અને પોચા હોય છે. એ લાકડામાં ઘણું બળ હોતું નથી, તેથી ઇમારતી કામમાં ભાર ઝીલવાનો હોય ત્યાં એ વપરાતું નથી. એના રેસા ઘટ હોતા નથી. સાગ, સીસમ, બાવળ વગેરેના રેસા ખિચોખીચ મળી જઈને એકાકાર થઈ ગએલા હોય છે. એવું લાકડું ઇમારતી અને બીજા કામમાં સારૂં નીવડે છે. બાવળ અને આમલીનું લાકડું કઠણ અને ચીવડ હોવાથી લોકો તેના શેરડી પીલવાના કોલ, ઘાણી, હળ વગેરે ખેતીનાં ઓજારો બનાવે છે.

હવે લાકડું કેટલું ઉપયોગી છે તે જુઓ. મેજ, ખુરસીઓ, ખાટલા, પેટીઓ, કબાટો, વહાણ, ગાડાં, આગગાડીના ડબા, વાસણો, ઓજારો, રમકડાં વગેરે અગણિત ચીજો લાકડાંની બને છે.

પરંતુ કોતરકામમાં લાકડા કરતાં હાથીદાંત ચઢિઆતો છે. અસલ આ દેશમાં ઘણે ઠેકાણે હાથીદાંતનું ઉત્તમ કોતરકામ બનતું હતું. હાથીદાંત પીળચટા ધોળા રંગનો અને રચનામાં ઘટ તથા સુંદર હોય છે. એમાં ગોળાકાર લીટીઓ એવી ઘાટબંધ આવી રહેલી હોય છે, કે તે જોઈને મન રાજી થાય છે અને નવાઈ લાગે છે. એની પાતળી ચીપો પડે છે, તેને ઓપીને ચળકતી કરે છે. ચપ્પુ, તરવાર અને બીજાં હથિઆરોની મૂઠ, છત્રીના હાથા, કાંસકી, શેતરંજનાં મહોરાં વગેરે આકૃતિઓ અને રમકડાં હાથીદાંતનાં બને છે.

મુખ્યત્વે કરીને હાથીના દંતુશળજ હાથીદાંતને નામે વપરાય છે. લાકડું વનસ્પતિમાંથી થાય છે, પણ એ તો પ્રાણીમાંથી નીકળે છે. પરંતુ જેવી રીતે લાકડું ઝાડના થડમાં બંધાય છે, તેવી રીતે કંઈક ચોકસ ઘાટબંધ એ હાથીના મોંમાંથી ઊગે છે.

---

ચીવડ—ચિકાશવાળું.
ફોસું—તરત ફાટી જાય એવું.
સંગીન—ઘટ.
સરપણ—બળતણ.

## પાઠ ૮૦. ફૂલ, તેના ભાગ અને કાર્ય.

એક દહાડો કિશાર અને તેની બેન કુમુદ ફરવા નીકળી એક વાડીમાં પેઠાં. ત્યાં તેમને બહુ મજા લાગી. કુમુદે ચંપેલીનું એક ફૂલ તોડીને સૂંઘી જોયું. તે બહુ સુગંધીદાર લાગ્યું. પછી તેણે કિશારને પૂછ્યું ભાઈ, આમાં કેટલી બધી સુગંધી છે? એમ કેમ? કિશારે જવાબ દીધો, ફૂલોની પાંખડીમાં એવું તેલ હોય છે તે સોડે છે. લોકો એમાંથી અત્તર કાઢે છે.

કુમુદ બોલી, આપણે ઘેર ગુલાબનું અત્તર છે, તે ગુલાબના ફૂલની પાંખડીમાંથી બનાવેલું હશે? જો મેં આ જાસવંતીની કળી તોડી. એ લીલી છે. પણ એનું ફૂલ રાતું હોય છે, ખરૂં કે?

**કિશાર**—લીલું દેખાય છે તે ફૂલનું ઢાંકણ છે. એને વજ્ર કહે છે. એમાં નાના ભાગો છે તેનું નામ વજ્રપત્ર છે. વજ્રપત્રો લીલા રંગના છે, અને તેઓ જોડાઈ જવાથી પ્યાલા જેવું વજ્ર બન્યું છે. એમાં ઘણુંખરૂં પાંચ પાંદડાં હોય છે. કળીનો માંહેનો ભાગ ઘણો નાજુક છે, તેને એ પાંદડાં ઢાંકી દે છે અને અફળાતાં કુટાતાં બચાવે છે.


વજ્ર.

**કુમુદ**—એ બહારનો ભાગ ચૂંટી નાખીને હું જોઉં છું કે અંદર પાંખડીઓ છે કે નહિ. હા, આ રહી. જો મેં આ મોગરો તોડ્યો છે. એની પાંખડીઓ જોડાઈને ઉભી નળી બની છે. જાસવંતીની પાંખડીઓ એમ જોડાએલી હોય ખરી કે?


ગોટો.

**કિશાર**—પાંખડીઓ એમ સાથે આવવાથી જે સલંગ ભાગ બને છે, તેને ફુલમણી કે ગોટો કહે છે. મોગરાની પાંખડીના હેઠના ભાગો જોડાવાથી નળી જેવું બન્યું છે. ધંતુરા જેવાં ફૂલોમાં પાંખડીઓ આખી જોડાએલી હોય છે તેથી સરણાઈ જેવો ઘાટ દેખાય છે. પણ જાસવંતી અને ગુલાબની

પાંખડીઓ છેક છુટી છુટી હોય છે. પાંખડીઓ ફૂલનું બીજું ઢાંકણ છે.

**કુમુદ**—વળી એની અંદર કંઈ હોય છે કે?

**કિશોર**—હા. એ બે ઢાંકણને અંદરને પાસે ફૂલના મુખ્ય ભાગ છે. જો, આ બારમાસીનું ફૂલ હું ઉઘાડું છું. આ પાંચ તાંતણા દેખાય છે, તેમાંના દરેકને પુંકેસર કે નરતંતુ કહેછે. ગુલાબમાં એવા ઘણા તાંતણા હોય છે. ભીંડીમાંએ ઘણા હોય છે, પરંતુ તે બધા જોડાએલા હોય છે. અગથીઆમાં એવા દશ નરતંતુ હોય છે, તેમાંના નવ એક તરફ જોડાએલા અને દશમો છુટો હોય છે. ઘણાં ફૂલોમાં પાંચ નરતંતુ હોય છે, પણ મોગરામાં બેજ છે. આ વચ્ચે લાંબો તાંતણો જો. એનું નામ સ્ત્રીતંતુ કે સ્ત્રીકેસર છે.


પુંકેસર.

**કુમુદ**—વારૂ, પુંકેસર અને સ્ત્રીકેસરમાં શો ફેર છે?

**કિશોર**—આ પુંકેસર છે. જો, આ પાતળા તાંતણાને મથાળે આ નાની કોથળી જેવું દેખાય છે, તેને લોકો પરાગકોશ કહે છે. પરાગકોશમાં ઝીણા ઝીણા દાણા હોય છે, તેને પરાગકણ કે રજ કહે છે. આ એમાંના થોડા દાણા પાંખડી પર પડેલા છે.


નરતંતુ, પરાગકોશ, પરાગકણ.

**કુમુદ**—આ સ્ત્રીકેસરમાં પણ તાંતણો છે, અને તેની ટોચે કંઈક જાડું જાડું દેખાય છે. એમાં અને પરાગકોશમાં શો ફેર છે?

**કિશોર**—સ્ત્રીકેસરનો તાંતણો માંહેથી પોલો હોય છે, અને તેની ટોચે પેલું બોરીઆ જેવું દેખાય છે તે પરાગ-કોશ નથી, કેમકે તેમાં પરાગ હોતો નથી. એમાં તો ચીકણો પદાર્થ ઉત્પન્ન થાય છે. પોલા તાંતણાને નીચલે છેડે પોલો બીજાશય છે, તેમાં ઝીણી ઝીણી ગોળીઓ દેખાય છે તેનાં બીજ બને છે. એ ગોળીઓને સૂક્ષ્મબીજ કહે છે.


બીજાશય.

**કુમુદ**—ત્યારે દરેક ફૂલમાં વજ્ર, ફુલમાળી, પુંકેસર અને સ્ત્રીકેસર એવા ચાર ભાગ હોય એમ જણાય છે.

**કિશોર**—હા, પણ બધાંજ ફૂલોમાં એ ચારે હોતાં નથી. કોઈ કોઈમાં ઓછાં પણ હોય છે.

---

નાજુક—કોમળ. | બીજાશય—બી બંધાવાની જગા.

---

## पाठ ८१. फळ, तेना भाग अने कार्य.

**ભાનુ મુંબઈની** પાઠશાળામાં શીખતો હતો. તેણે **ગોધરે** પોતાના બાપ તથા ભાઈબેનને માટે એક ફળનો કંડીઓ મોકલ્યો. તેમાંથી તેના બાપ **દોલતરામે** છોકરાંને થોડાંક ફળ આપ્યાં. તેઓ ખાવા મંડ્યાં, ત્યારે તેણે પૂછ્યું, ભાઈઓ, ફળ કોને કહેવું? કોઈથી બરાબર જવાબ દેવાયો નહિ. આખરે **શ્રી**પત બોલ્યો, ફૂલમાંથી જે થાય તે ફળ કહેવાય. ફૂલ ખરી પડે, ત્યારે નાનું ફળ ઝાડ પર રહી ધીમે ધીમે મોટું થાય છે.

**દોલતરામ**—ખરી વાત. પપનૂસ જેવાં કેટલાંક ફળો તારા માથા જેવડાં થાય છે. જે ઝાડને ફૂલ આવે છે તેને ફળ થાય છેજ. હું જાણું છું કે તમને તમારા શિક્ષકે ફૂલના ભાગો શીખવ્યા છે. તેમાંના એકનું નામ સ્ત્રીકેસર છે. પાકાં સ્ત્રીકેસરમાંથી ફળ બને છે.

એને નીચલે છેડે બીજાશય અને તેમાં સૂક્ષ્મબીજ હોય છે, તે પરાગના પ્રવેશથી પાકે છે. એ કેવી રીતે પાકે છે તે તમે આગળ શીખશો. એ થયા પછી બીજાશય ફૂલીને મોટું થાય છે. એટલામાં પાંખડી વગેરે ફૂલના જે ભાગો કુમળા ફળને કે બીજને પોષવામાં ખપના હોતા નથી,



તે ખરી જાય છે. બાકીના ભાગો સ્ત્રીકેસરની સાથે વધતા જાય છે, અને સર્વે મળીને ધીમે ધીમે ફળ બને છે. પરંતુ શેતુર, ફણસ, અને અંજીર જેવાં ફળો ઘણાં ફૂલોના એકત્ર મળવાથી થાય છે.

**શ્રીપત**—જુઓ બાપા, આ કેરીનો ગોટલો ઘણો નાનો છે. આપણી ગામઠી કેરીના ગોટલા બહુ મોટા હોય છે.

**દોલતરામ**—હા. મુંબઈના આંબા જેવી આપણા આંબાની માવજત થતી નથી. વારૂ, કેરીમાં કેટલા ભાગ હોય છે?

**મોહન**—સાંભળો, છોડું, ગર કે રસ અને ગોટલો. વળી ગોટલામાં ગોટલી હોય છે.

**દોલતરામ**—ઠીક, ફળ માત્રમાં છોડું અને બી હોય છે. પણ કેરીમાં છોડાના છાલ, ગર અને ગોટલો એવા ત્રણ વિભાગ છે.

**મોહન**—દ્રાક્ષમાં છોડાના ત્રણ વિભાગો કયાં છે? હું ચામડી અને રસ બે દેખું છું.

**દોલતરામ**—કેટલાંકમાં એમ પણ હોય છે. તેમાં બીજો અને ત્રીજો ભાગ ભેગા હોય છે. બાકીનાં શીંગો જેવાંમાં એ વિભાગો છુટા દેખાતા નથી. નાળિએર, બોર અને બદામ કેરીના વર્ગનાં છે. છાલ જોતાં દુધી, રામફળ અને સીતાફળ દ્રાક્ષના વર્ગનાં છે, અને બધી શીંગો ત્રીજા વર્ગની છે.

**મોહન**—કેટલાંક ફળમાં એક અને કેટલાંકમાં વધારે બી કેમ હોય છે?

**દોલતરામ**—ફળમાં બી કેટલાં હોય તેનો ચોકસ નિયમ નથી. કેરીમાં એક, બદામમાં એક કે બે, અને પોપટામાં ઘણા ત્રણ પણ હોય છે. જામફળ, સીતાફળ વગેરેમાં ઘણાંજ બી હોય છે. બોલ, ફળ શા કામમાં આવે છે?

**મોહન**—કેમ, ફળ જેવું ખાવાનું બીજું શું હોય છે? કેરી, દ્રાક્ષ, ચાંપાં, નારંગી, સંતરાં, અંજીર બધાં કેવાં મીઠાં લાગે છે! મને તે બહુ ભાવે છે.

**દોલતરામ**—આપણને તે એજ કામનાં છે. પણ ઝાડને તે શા ખપનાં છે? સાંભળ, બી જળવાય અને પોષાય તો તેમાંથી નવું ઝાડ થાય, એટલા માટે ફળનું તેને ઢાંકણ છે. બી પાકે એટલે તે ઊગવા લાયક થાય છે ને ફળનું કામ પતી રહે છે. પણ પહેલાં તેણે ફળમાંથી બહાર નીકળવું જોઇએ, તે માટે કંઈ ગોઠવણ હોય છે કે?

**મોહન**—પોપટ વગેરે પક્ષીઓ ઝાડે બેસીને ફળો ફોલી ખાય છે, તેથી બી ઉઘાડાં થઇને જમીન પર પડે છે. ત્યાં તે ઊગે છે ત્યારે નવો છોડ થાય છે. કેટલાંક ફળો ભોંય પર પડીને સડી જાય છે, એટલે તેમાંથી બી નીકળે છે.

**શ્રીપત**—પણ ગર વગરના ચણાના પોપટા અને વટાણાની શીંગોમાંથી બી કેમ નીકળે? તેને તો ફોલવાં પડે.

**દોલતરામ**—આપણે ફોલીએ કે છડીએ નહિ, તોએ શીંગો સુકાઇને પોતાની મેળે ફાટે, એટલે બી બહાર પડે છે. રાઈની શીંગો બેઉ તરફ નીચેથી ઉપર ફાટતી જાય છે. દરેક ફળમાં બીને નીકળવાની એવી કંઈક યોજના દેખાય છે.

---

માવજત—સંભાળ. | યોજના—ગોઠવણ.

---

## પાઠ ૮૨. બી, તેના ભાગ અને કાર્ય.

ફળમાંથી બી કેવી રીતે બહાર નીકળે છે, અને તેને નીકળતાં હરકત ન થાય તે માટે શી શી યોજનાઓ કરેલી છે, તે વિષે તમે શીખી ગયા. બી ફળમાંથી નીકળ્યા પછી તે ઊગીને નવું ઝાડ થાય છે. પરંતુ બહાર નીકળ્યા પછી તેને માફક આવે એવાં હવા, પાણી અને જમીન મળે, તોજ તે ઊગે છે.



વાલના દાણા પલાળી મૂક્વાથી તેનું ફોતરૂં ઉખડી જાય છે. ફોતરામાં એક બહારનું અને બીજું અંદરનું એમ બે પડ હોય છે. કોઈ કોઈ વાર એ બેઉ પડો મળી ગએલાં હોય છે, તેથી છુટાં પાડી શકાતાં નથી.

ફોતરાંની અંદર બે ફાડ હોય છે, તેને દાળ કહે છે. એ દાળો એક એકને વળગેલી હોય છે, અને તેને વચલે પાસે બીજાંકુર એટલે ફણગો હોય છે.

જુઓ, આ મારી પાસે થોડાક ચણા છે. એને તળીએ આ એક નાનું છિદ્ર જણાય છે. ફણગો ફૂટીને એમાં થઈને બહાર નીકળે છે. એ છિદ્ર કેટલું બધું ઉપયોગી છે! ઉપર કહ્યું તેમ એ રસ્તેથી બી ઊગે છે. વળી જ્યારે બી છેક કાચું હોય છે અને બીજાશયમાં હોય છે, ત્યારે સ્ત્રીકેસરની નળીમાં થઈને પરાગ તેની પાસે આવે છે, અને એ છિદ્રને માર્ગે થઈ સૂક્ષ્મબીજમાં પેસે છે. હવે આ વટાણાની શીંગ લઈને ફોલું છું. જુઓ, શીંગના છોડાને બી કેવી રીતે વળગેલાં છે! આવા ઘણા બારીક તાર વડે તે બધાં છોડા સાથે સંધાએલાં છે. એ તાર વાટે કુમળાં બી છોડામાંથી પોષણ મેળવે છે. સઘળાં બીમાં બે દાળ કે ફાડ હોતી નથી. જુવાર, બાજરી, ઘઉં વગેરે અનાજમાં તેમજ નાળિએર, સોપારી વગેરે કેટલાએકમાં એકજ અંગ હોય છે, તેથી તેમાં માત્ર એક બીજપત્ર અને તેની અંદર બીજાંકુર દીઠામાં આવે છે. એ બધાં એકદળ કહેવાય છે, અને કઠોળ વગેરેનાં બે ફાડવાળાં બી દ્વિદળ કહેવાય છે.

આપણે જુવાર અને ઘઉં ખાઈએ છીએ, અથવા એમ કહો કે એ અનાજનો લોટ ખાઈએ છીએ. તેમજ જ્યારે જુવાર કે ઘઉંના દાણા વાવીએ છીએ, ત્યારે તેનું બીજાંકુર તેનો લોટ ખાઈ ખાઈને ઊગતું જાય છે. કોઈ પણ બી રોપાયું કે પહેલાં તે પાણી ચૂસીને ફૂલે છે, અને તેમાંનો લોટ પાણીમાં મળી જાય છે. એટલે દરજ્જે પહોંચ્યા પછી તે લોટનો રસ ચૂસી ચૂસીને બીજાંકુર મોટું થાય છે. જે બીમાં બે દાળ હોય છે તેમાં પાણી ચુસાય, એટલે દાળોમાંનું સત્વ ઓગળી જાય છે. તે ચૂસીને બીજાંકુર ઊગે છે. અથવા એમ કહીએ તોપણ ચાલે, કે દાળોમાંનું સત્વ બીજાંકુરમાં શોષાઈ જાય છે, કે તેમાં મળી જાય છે, અને તેથી તે ઊગ્યાં કરે છે. અંકુરના

જે ભાગનું મૂળીઉં બનવાનું હોય છે, તે ભાગ પહેલો ફૂટીને બહાર આવે છે. પછી થડનો ભાગ ઊગે છે ને છેવટે પાંદડાં આવે છે. કેટલાંક બીમાં ઊગવાની શક્તિ ઘણા દિવસ સુધી એમની એમ જોરબંધ રહે છે, પણ કોઈ કોઈમાં તો તે શક્તિ માત્ર થોડોજ વખત ટકી રહી નાશ પામે છે. ઘઉં, ચણા વગેરે ચાર પાંચ વરસે પણ સારી રીતે ઊગી શકે છે. પણ કાજુ, રામફળ, બુંદ, દિકામાલી, કેરી, જામફળ, લીંબુ એ બધાંનાં બી વહેલાં રોપી દીધાં હોય તોજ ઊગી નીકળે છે, નહિતો તેની ઊગવાની શક્તિ જતી રહેવાથી તે ફૂટતાંજ નથી. તે બગડી જાય છે અને નકામાં પડે છે. પણ લોક કહે છે કે રૂદ્રાક્ષનો દાણો સોએ વરસે વાવીએ, તોપણ તેમાંથી ફણગો ફૂટે છે.

---

માફક આવે—અનુકૂળ થાય. | સત્વ—કસ.

---

## પાઠ ૮૩. પાંદડાં, તેની રચના અને કાર્ય.

સૃષ્ટિની અર્ધી શોભા છોડ અને ઝાડોને લીધે છે, એ વાતની કોઈથી ના નહિ કહેવાય. કોઈ બાગમાં પુષ્કળ નાનાં મોટાં ઝાડ હોય, તેનાં શીતળ લીલાં પાંદડાં જોઈને આત્મા પ્રસન્ન થાય છે. કોઈ થાકી ગએલો ને તાપે અકળાએલો માણસ પાંદડાંની ઘન ઘટામાં આવીને બેસે છે, તેટલી વાર તે પોતાનો સઘળો સંતાપ ભૂલી જાય છે. વળી પાંદડાં વહેવારમાં ઘણાં ખપ લાગે છે. કોઈ કોઈ પાંદડાં તો ખાવાના, ઔષધના કે એવા બીજા કામમાં વપરાય છે. એ ઉપરાંત તે બીજી રીતે પણ ઉપયોગી છે. આપણે શ્વાસ વાટે નફાસી ઝેરી હવા બહાર કાઢીએ છીએ, તે પાંદડાંનો ખોરાક થઈ પડે છે, અને તેને તે પોતાનામાં ખેંચી લે છે. પછી તેના અંશો જુદા પાડે છે. તેમાંનો જે અંશ માણસને ખપનો છે, તે તે બહાર કાઢી નાખે છે. એ અંશનું નામ ઓક્સિજન એટલે પ્રાણરક્ષક વાયુ છે. બાકીનો અંશ કારબોન છે તે પાંદડાંમાં રહે છે. મૂળીઆં

ભોંયમાંથી પાણી ચૂસે છે, તે પાંદડાંમાં આવી કારબોન ભેગું મળે છે. તે પાંદડાંમાંથી સૂર્યના પ્રકાશની મદદ વડે ઝાડને માટે જોઈતો ખોરાક તૈયાર કરે છે. એજ ખોરાકને લીધે ઝાડ વધે છે. પાંદડાંની સપાટી ઉપર પુષ્કળ ઘણાં બારીક છિદ્રો હોય છે, તે વડે તેમાં ઘણી ક્રિયાઓ ચાલે છે.

મૂળની પેઠે પાંદડું પણ ઝાડનું મોં છે. પેલાં છિદ્રો વાટે તે ખોરાક તરીકે હવામાંનો અમુક ભાગ અંદર લે છે. એને ઝાડનું રસોડું કહીએ તોપણ ચાલે, કારણ કે એમાં ઉપર કહ્યા પ્રમાણે ઝાડનો ખોરાક તૈયાર થાય છે. વળી તે ખોરાક એમાંજ પાચન થઈ ઝાડને પુષ્ટિ આપે એવો બને છે, માટે એને ઝાડનું જઠર પણ કહી શકાય. પાંદડું ફેફસાંનું કામ પણ કરે છે, કેમકે તેના વડે ઝાડ દમ લે છે અને મૂકે છે. એ ઉપરાંત તેની પાછલી બાજુ પર ઝીણાં છિદ્રો છે, તે વાટે તે નુકસાનકારક કે નિરૂપયોગી પાણી વગેરે પદાર્થ બહાર કાઢી નાખે છે. આપણા શરીરમાં નસો છે અને તેમાં લોહી ફરે છે, તેમ પાંદડામાં પણ નસો છે તેમાં થઈને ઝાડમાંનો રસ પાંદડાના દરેક ભાગમાં પહોંચે છે.

પીપળાનું પાંદડું લઈને જોઈશું, તો તેમાં વચ્ચે ઠેઠ સુધી એક રેષા દેખાય છે. એ રેષામાંથી બીજી નાની રેષાઓ નીકળે છે, અને તેમાંથી વળી તેથી નાની નીકળે છે. એવી રીતે આખું પાંદડું રેષાથી ગુંથાઈ રહેલું જણાય છે. રેષાઓની વચ્ચે કુમળા ભાગો દેખાય છે. એ પાંદડું જરા સડે છે, એટલે તેના કુમળા ભાગો કોહી જાય છે, અને માંહેનું ગુંથણ એમનું એમ રહે છે, તે આપણે દેખીએ છીએ. એ ગુંથણ વાટેજ પાંદડામાં રસ ફરતો રહે છે.



એરંડા અને દુધીનાં પાંદડાંમાં થડમાંથી નીકળતી મધ્ય રેષા



હોતી નથી, પણ આપણા હાથનાં આંગળાંની પેઠે પાંચ સાત નસો ઠેઠથી નીકળીને પાંદડાં પર જુદી જુદી તરફ ચાલી જાય છે. એમાંથી બીજી નાની નસો નીકળે છે. એ પ્રમાણે તે પાંદડાંમાં નસોનું ગુંથણ હોય છે.

આપણે કેળનું પાંદડું લઈને તપાસીએ, તો તેમાં એક મોટી જાડી નસ વચ્ચે હોય છે, તે પાંદડાના થડ જેવી લાગે છે. તેમાંથી બીજી ઘણી નાની નાની નસો નીકળતી જણાય છે. એ બધી સીધી દોર હોય છે. કોઈ પણ ઘાસમાં જોશો તો એક નસ પાંદડાંની વચ્ચે, અને તેની બંને બાજુએ બીજી નસો ઘણુંખરૂં ડીટાંમાંથી અણી સુધી એક બીજીને સરખે અંતરે આવેલી જણાશે. એ પાંદડાં ફાડીએ તો સીધાં ફાટે છે. એ મુજબ વડ કે પીપળાનું પાંદડું સીધું ફાટતું નથી.

નાગરવેલનાં પાનની નસો આપણે ઉતારીએ છીએ, ત્યારે તેની સાથે કંઈ પાતળી ચામડી જેવું ઉતરી આવે છે. એનું કારણ એ કે જેવું આપણી ચામડી ઉપર એક પાતળું પડ હોય છે, તેવું પાંદડાંને પણ હોય છે. એ પડ નીચે ઘણી નાની નાની કોથળીઓ છે. તેમાં કણ હોય છે. એ કણ સૂર્યના પ્રકાશને લીધે લિલાશ પકડે છે, તેથી પાંદડું રંગે લીલું થાય છે. અંધારામાં રોપેલાં ઝાડનાં પાંદડાં ફીકાં હોય છે, તેનું કારણ એ કે તેમનાં કણ લિલાશ પકડતાં નથી. એજ કારણને લીધે પાંદડાની નીચલી કરતાં ઉપલી બાજુ રંગે વધારે લીલી હોય છે, અને સૂર્યના પ્રકાશ તરફ વળેલી રહે છે.

---

## પાઠ ૮૪. ચા અને કાફી.

એક વાર બાળકૃષ્ણ મુંબઈથી આવ્યો, ત્યારે જગન્નાથ તેને મળવા ગયો. ત્યાં તેણે ઘરનાં માણસોને ચા બનાવતાં દીઠાં.

જગન્નાથને જોઈને બાળકૃષ્ણે તેને નમસ્કાર કર્યા. પછી તેણે ડબામાંથી થોડી ચા લઈને ચાદાનીમાં નાખી, અને ઉપરથી થોડુંક ઉકળતું પાણી રેડ્યું. તેને થોડી વાર ઢાંકી રાખીને તેમાંથી ચા કાઢી અને પ્યાલાં ભર્યાં. તેમાં થોડી ખાંડ નાખીને દૂધ રેડ્યું. પછી એક પ્યાલો જગન્નાથને આપ્યો. ત્યારે જગન્નાથ બોલ્યો, માફ કરો, હું ચા પીતોજ નથી. તમારાં ચા કાફી કોણ જાણે કેવાં હશે? મારે નર્યા મીઠા પાણીથી ચાલે છે.

બાળકૃષ્ણે જવાબ દીધો, ચામાં બીજું કશુંએ હોતું નથી. એ એક છોડનાં પાંદડાં છે. જગન્નાથે ડબામાંથી ચપટી ચા લીધી અને કહ્યું, આ પાંદડાં છે ત્યારે આવાં કાળાં અને વિચિત્ર કેમ છે? એના છોડ ક્યાં ઊગે છે? એ ચા શી રીતે બને છે?


ચાનાં પાંદડાં.

બાળકૃષ્ણ—ચા ચીનમાં ઘણી પાકે છે. હાલ હિંદુસ્તાનમાં તેનું ઘણું વાવેતર થાય છે. તે ઉત્તરે હિમાલયમાં અને પૂર્વમાં કેટલેક ઠેકાણે વવાય છે. એને વરસાદ ઘણો જોઈએ છે, પણ પાણીપોચી જમીન માફક આવતી નથી. તેથી લોકો તેને ડુંગરાને ઢાળે વાવે છે. એનાં પાંદડાં લાંબાં, સાંકડાં અને ગુલાબનાં પાંદડાંની પેઠે ધારે કાંગરાવાળાં હોય છે. તેનો રંગ તેજદાર લીલો હોય છે. છોડ ત્રણ વરસના થાય છે, ત્યારે તેનાં પાંદડાં ચૂંટી લે છે. દર વરસે ચુંટણીની મોસમ ત્રણ વાર આવે છે. ચૂંટેલાં પાંદડાંને છાછર ટોપલીઓમાં સુકવે છે. પછી તેને તાવડામાં દેવતાને તાપે તપાવે છે, ત્યારે તે વળી ન જાય માટે તેને હલાવ્યા કરે છે. આથી તે કાળાં પડે છે. સુકવતી વેળાએ તેને હાથે મસળે છે તેથી તે વિંટાઈ જાય છે, એટલે વળેલાં અને

ચોળાએલાં લાગે છે. પણ હવે ચા પી જાઓ, ટાઢી પડી ગઈ. એ ફાયદાકારક છે અને પીનારને જાગ્રત અને તાજો બનાવે છે.

**જગન્નાથ**—મેં સાંભળ્યું છે કે ચા ઊંઘને તેમજ પાચનશક્તિને ફાયદાકારક નથી.

**બાળકૃષ્ણ**—ઠીક, હું મારી ચા પીઉં છું. તમે કાફી પીશો? કહો તો થોડી કાફી તમને કરી આપું.

**જગન્નાથ**—કાફી શેની બને છે? તે પણ પાંદડાંની બને છે?

**બાળકૃષ્ણ**—તમે તે જાણતા નથી? તે તો છોડનાં ફળ અથવા બી છે. પહેલ વહેલી કાફી આ દેશમાં અરબસ્તાનથી આવી. તેના છોડ મદ્રાસ ઇલાકામાં કેટલેક ઠેકાણે થાય છે. તેને ધોળાં સુગંધીદાર ફૂલ આવે છે. તે ફૂલોમાંથી ફળ પાકે છે, ત્યારે ખેડુત છોડવા તળે લુગડાં પાથરીને છોંડવાને ખૂબ હલાવે છે. એથી પાકાં ફળો ખરી પડે છે, તે બધાં ભેગાં કરીને સુકવે છે. સુકાયા પછી તેને પથરા વડે છડીને અથવા ચરખામાં પીલીને તેનાં છોતરાં ઉખેડે છે. પછી અંદરનાં બીને સુકવે છે અને તેને ઘીમાં શેકે છે, તેથી તેમાં સ્વાદ અને સોડમ આવે છે. તેને દળીને ભુકો કરે છે, ને ખપ પડે ત્યારે વપરાસમાં લે છે.


કાફી કે બુંદનાં પાંદડાં.

**જગન્નાથ**—વારૂ, ચા કરતાં કાફી પીવામાં ચઢિઆતી છે? મેં સાંભળ્યું છે કે બેઉ નુકસાનકારક છે.

**બાળકૃષ્ણ**—ચા કરતાં કાફી પાચનક્રિયાને સારી પડે છે.

વળી તે વધારે કૌવત આપનારી છે, એમ કહેવાય છે. મેં સાંભળ્યું છે કે ચા તથા કાફી તાવને રોકવાને બહુ ખપનાં છે. જો અનિયમિતપણે પીએ નહિ, તો એ બેમાંથી એકે નુકસાનકારક નથી. માટે તે પીવામાં તેમજ બીજો કોઈ ખોરાક લેવામાં હદ બહાર જવું નહિ, એટલી આપણે કાળજી રાખવી.

---

અનિયમિતપણે—વગર નિયમે.
અરબસ્તાન—એ દેશ હિંદુસ્તાનથી પશ્ચિમે એશિઆ ખંડમાં છે.
વિચિત્ર—દેખાવમાં બેડોળ.
સોડમ—વાસ.

---

## પાઠ ૮૯. રુ અને કપાસનો છોડ.

આપણે જેમ ખાવાને ખોરાક જોઈએ છે, તેમ પહેરવાને લુગડાંનો ખપ પડે છે. ઘોડા, હાથી પાલખી એ અમીરીનાં ચિહ્ન છે, પણ માણસ ધનવાન હોય કે નિર્ધન હોય, તોએ તેને ખોરાક અને લુગડાં વિના તો ચાલેજ નહિ. ધનવાન હોય તે નાજુક ખોરાક ખાય અને ઉમદા વસ્ત્ર પહેરે. નિર્ધનને માત્ર જાડું પાતળું અને લુખુંપાખું ખાવાનું મળે; પરંતુ તેને જેવા તેવા ખોરાકની અને પહેરવાનાં લુગડાંની જરૂર તેટલીજ હોય છે.



આપણાં લુગડાં શેનાં બને છે? સાંભળો, ઊન, રૂ, શણ અને રેશમ એ સર્વે લુગડાં બનાવવાના કામમાં આવે છે. હિંદુસ્તાનમાં બીજાં લુગડાં કરતાં સુતરાઉ લુગડાં પહેરવાનો વધારે રિવાજ છે.

કપાસના છોડને વિશેષે કરીને ગરમ હવા માફક **આવે** છે, તેથી તે ઠંડા મુલકમાં ઊગતો નથી. **હિંદુસ્તાન, ચીન, અમેરિકા** અને **મીસર**માં કપાસ પાકે છે. **હિંદુસ્તાન**માં મુખ્યત્વે **ગુજરાત, કર્ણાટક, ખાનદેશ, વરાડ** અને **મધ્ય** પ્રાંતોમાં કપાસનું વાવેતર થાય છે.

કપાસની ઘણી જાતો છે. એના છોડ બેથી આઠ ફૂટ સુધી ઉંચા થાય છે. તેને ઝાઝાં ડાળાં, પાંખડાં અને પુષ્કળ પાંદડાં હોય છે. એનાં પાંદડાંનો આકાર એરંડાનાં પાંદડાંના જેવો છે; પરંતુ તે તેનાથી નાનાં થાય છે, અને તેમાં ઘણુંકરીને પાંચ ભાગ પડેલા હોય છે. ફૂલને તળીએ સાંઠા પર પાંદડાના ઘાટની ત્રણ પાંખડી હોય છે તે વજ્ર જેવી જણાય છે; પણ સાચું વજ્ર તો તેનાથી જુદું અંદરને પાસે હોય છે. વજ્ર નાનું પ્યાલા જેવું હોઈ તેની અંદર ઉપલી મેર ખરૂં ફૂલ હોય છે. કપાસના ફૂલનો રંગ ઘણુંકરીને પીળો હોય છે, પરંતુ કેટલીક જાતના છોડને લાલ કે સફેદ ફૂલ આવે છે. કપાસના ફૂલમાં પાંચ પાંખડીઓ હોય છે ને તે દરેકમાં નીચે કાળી છાંટ હોય છે. એ પાંચે પાંખડીઓ ભેગી મળવાથી આંખ જેવી દેખાય છે. એના ફૂલમાં ઘણાં પુંકેસર હોય છે. તેના ઝીણા તાંતણા જોડાઈ જવાથી હેઠલે ભાગે થોડોક નળી જેવો આકાર બને છે. એ નળીની અંદર સ્ત્રીકેસર હોય છે. એમાં જે બી બંધાય છે તેને કપાસીઆ કહે છે. કપાસીઆ પર ધોળા તાર વળગેલા હોય છે. એ તાર તેજ રૂ જાણવું. કપાસીઆ અને રૂ મળીને કપાસ બને છે.



કપાસને કાળી જમીન સૌથી વધારે માફક આવે છે. કેટલાક જીલ્લામાં એવી જમીનને કપાસની જમીન કહે છે. કપાસનું વાવેતર જૂન મહીનામાં મૃગશર નક્ષત્ર બેસે છે ત્યારે કરે છે. તે પછી ત્રણ કે ચાર મહીનામાં એના છોડ ઊગીને મોટા થાય છે, અને તેને ફૂલ આવે છે. ફૂલમાં જીંડવાં બંધાય છે. એ જીંડવાંમાં ત્રણ ચાર ફાટ હોય છે. જીંડવાં પાકે છે ત્યારે તે ફાટોના સાંધા આગળથી ઉઘડે છે, અને તેમાંથી કપાસ નીકળે છે. એ જીંડવાંને કાલાં કહે છે. જ્યારે કાલાં ફાટે છે, ત્યારે ખેતરો ધોળાં ધોળાં દેખાય છે. એ વખતે કપાસ વીણવાનું કામ શરૂ થાય છે, તે કેટલાક મહીના ચાલે છે. કપાસ ખરૂં જોતાં ત્રણ ચાર વાર વીણવો પડે છે; પણ બીજી અને ત્રીજી વાર વીણે છે, તે વખત અગત્યનો ગણાય છે. ઘણુંકરીને કપાસ વીણવાનું કામ બાયડીઓ અને છોકરાં કરે છે.

સુરજનઃ તાપથી પાંદડાં સુકાઈને વળી જાય છે, અને કપાસને ચોંટી જાય છે, તેથી દહાડે તાપમાં કપાસ વીણવો ઠીક પડતો નથી. કપાસ વીણવાનો સૌથી સારો વખત સવારનો છે, કારણ કે તે વખતે ઝાકળ પડેલું હોવાથી તે સાફ અને સારો નીકળે છે.

રૂનો ભાવ તેના તારની લંબાઈ, નરમાશ, અને સફેદી પ્રમાણે અંકાય છે.

---

અમીરી—મોટો દરજ્જો.
અંકાવું—ઠરવું; નક્કી થવું.
ચીન—હિંદુસ્તાનથી પૂર્વમાં એક દેશ છે.
નિર્ધન—ગરીબ.
મીસર—હિંદુસ્તાનથી વિલાયત જતાં રસ્તામાં એ દેશ આવે છે.

---

## પાઠ ૮૬. માછલી.

**ગુણવંત**—અલ્યા અહમદ, તેં મને આજે સવારે આઠ વાગે તારે ઘેર તેડ્યો હતો, તે પ્રમાણે હું આવ્યો, ત્યારે તું ઘરમાં ન હતો.

**અહમદ**—મારા બાપે મને કહ્યું, કે ગામ બહારના તળાવ-માંથી વહેલો જઈ થોડીક માછલી પકડી લાવ, તેથી તે કામે ગયો હતો. ત્યાંથી પાછા આવતાં જરા વાર લાગી.



**ગુણવંત**—જોઉં, તું કેટલીક માછલી લાવ્યો છે? ઓહો, આટલી બધી! એના જીવ તેં શા માટે લીધા?

**અહમદ**—મારે કંઈ એને મારવી પડી નથી. એને પાણીમાંથી બહાર કાઢી એટલે એને હવા મળી નહિ, તેથી એ ગુંગળાઈને મરી ગઈ.

**ગુણવંત**—શું કહે છે! ખરેખર, તું મારી મશ્કરી કરે છે.

**અહમદ**—એ મશ્કરીની વાત નથી. એનાથી આ જમીન પરની હવા લેવાતી નથી, કેમકે એને આપણાં જેવાં ફેફસાં હોતાં નથી. એને શ્વાસ લેવાની કોથળીઓ હોય છે, તે વડે એ પાણી-માંથી હવા લે છે.

**ગુણવંત**—તે કોથળીઓ વડે શી રીતે પાણીમાંથી હવા લે છે?



**અહમદ**—આ જો, બંને તરફ પડદા જેવી ઝા-લર છે. એ ઝાલર ઉંચકીને જોઈએ, તો નીચે જાળ જેવી રાતી કોથળીઓ દે-ખાયછે. આપણે પાણીમાં તરીએ છીએ, ત્યારે પાણી આપણા મોંમાં ભરાય છે; તેમ માંછલી

તરતાં તરતાં પોતાના મોંમાં પાણી લે છે. એ પાણી કોથળીઓ આગળ જાય છે, એટલે કોથળીઓ તેમાં મળી ગએલી હવા કાઢી લે છે, અને નકામું પાણી ઝાલર વાટે બહાર કાઢી નાખે છે.

**ગુણવંત**—એમ તો એને બહુ થોડી હવા મળી શકે, કેમકે આપણે શીખી ગયા છીએ, કે પાણીમાં ઘણી થોડી હવા ભળેલી હોય છે.

**અહમદ**—એને બહુ હવાનો ખપ નથી. આપણે આપણા શરીરની ગરમી નિભાવવાને ઘણી હવાની જરૂર હોય છે. પણ માછલીનું લોહી ઠંડું હોવાથી એનું શરીર પણ ઠંડું રહે છે, તેથી એને ઘણી હવા જોઈતી નથી.

**ગુણવંત**—મને લાગે છે કે માછલીનું શરીર ઠંડું હોય છે, તેથીજ એ રાતદહાડો પાણીમાં રહી શકતી હશે.

**અહમદ**—એને ટાઢ વાતી નથી, માટે એને શરીરે વાળ, કે જાડી ચામડી જેવું ગરમાવો રાખનારૂં કશું હોતું નથી. એને માત્ર ભીંગડાં હોય છે. જો, આ ભીંગડાં છાપરા પરનાં નળીઆંની પેઠ ગોઠવાએલાં છે. છેડા આગળથી એક એક જોડે જરા જરાં વળગેલું છે અને બાકીનું છુટું છે. માછલીનું શરીર વળી બહુ લીસું હોય છે, તેથી એ તરે છે ત્યારે સહેલથી સરકી જાય છે.

**ગુણવંત**—એના શરીરનો ઘાટ કંઈક મછવાને મળતો આવે છે. તે વચ્ચેથી જાડું અને બેઉ છેડે ધીમે ધીમે પાતળું થતું જાય છે. એને પાણીમાં તરવું સહેલું પડે, માટેજ ઈશ્વરે એનો ઘાટ એવો કર્યો હશે. પણ મછવામાં હલેસાં અને સુકાન હોય છે, તેવું માછલીના શરીરમાં કંઈ જણાતું નથી.

**અહમદ**—એનાં હલેસાં આ રહ્યાં. જો, આ બે એની છાતીએ છે. આ બીજાં બે પેટ આગળ છે, અને આ પાંચમું પીઠે છે. એની પુછડી તે એનું સુકાન સમજવું.

**ગુણવંત**—એની આંખો કેવી ચળકતી દેખાય છે! એને દાંત હશે કે?

**અહમદ**—હા. જો, આ એના દાંત છે. એ બહુ ઝીણા ને તીણા છે. એ વડે એ નાનાં માછલાં, કીડા વગેરે ખાય છે. એક વાર મેં માછલીને મમરા અને કણકી ખાતાં દીઠી હતી.

**ગુણવંત**—એના બરડાની કરોડ બહુ નરમ અને વળે એવી હોય છે, તેથીજ મરજીમાં આવે તેમ પોતાનું શરીર વાળી શકતી હશે.

**અહમદ**—માછલી ઘણાં ઈંડાં મૂકે છે, પણ તે મૂક્યા પછી તેની જરાએ સંભાળ લેતી નથી. બીજી માછલીઓ ઘણી વાર આવીને તે ખાઈ જાય છે. કોઈ કોઈ જાતની માછલી એકલી રહે છે, પણ ઘણીખરી તો ટોળામાં ફરે છે.

---

## પાઠ ૮૭. સાપ.

એક દહાડો **શંકર** વાડીમાં ફરતો હતો, ત્યારે ઓચીંતો એક સાપ તેના પગ નીચે આવી જતો હતો, તે જોઈને તેણે ચીસ પાડી. તેનો બાપ નજીકમાંજ હતો તેણે દોડી આવીને લાકડી વડે તે સાપને મારી નાખ્યો. **શંકરે** તેના તરફ ધ્યાન દઈને જોયા કર્યું, પણ તેની જાત ઓળખાઈ નહિં, તેથી તે વાત તેણે બાપને પૂછી.

તેના બાપ પાસે સાપ વિષે એક પુસ્તક હતું. તેમાંથી તેણે ઘણાં ચિત્રો દેખાડ્યાં. આખરે પેલા મુએલા સાપ જેવું ચિત્ર નીકળ્યું, ત્યારે તેના બાપે કહ્યું કે એને નાગ કહે છે. એ બહુ ઝેરી હોય છે. પછી તેણે **શંકરને** પૂછ્યું, કે સાપ અને બીજાં જનાવરો વચ્ચેનો તફાવત તું જાણે છે?

**શંકર**—સાપને પગ હોતા નથી. તે પેટે ચાલે છે.

**બાપ**—વારુ, પગ વગરનાં બીજાં પ્રાણી તેં દીઠાં છે?

**શંકર**—હા; જમીન પર કીડા અને પાણીમાં માછલાં હોય છે, તે પગ વગરનાં હોય છે.

**બાપ**—ખરૂં, એ બાબતમાં સાપ, કીડા અને માછલાં મળતાં આવે છે. એ ત્રણે બીજી શી શી વાતે મળતાં આવે છે?

**શંકર**—તે હું જાણતો નથી.

**બાપ**—માછલીને ભીંગડાં હોય છે તે તો તું જાણે છે. સાપને પણ ભીંગડાંવાળી ચામડી હોય છે. તે તેને નવી ચામડી આવે છે, ત્યારે ઉતારી નાખે છે. એને સાપની કાંચળી કહે છે. માછલીની બરડાની કરોડ વળે એવી હોય છે. સાપની કરોડ તેથી વધારે નરમ હોય છે. માછલીની પેઠ સાપનું લોહી પણ ઠંડુંછે. વળી કેટલાક સાપ ઈંડાં મૂકેછે.

**શંકર**—સાપ પગ વગર આવી ઝડપથી શી રીતે દોડે છે?



**બાપ**—સાપને કરોડમાં ઘણાં છુટાં છુટાં હાડકાં હોય છે, અને ઘણી પાંસળીઓ હોય છે. આપણી પાંસળીઓ છાતીનાં હાડકાંને વળગેલી હોય છે, પણ સાપની પાંસળીઓ પેટ પરની ચામડીને વળગેલી હોય છે. સાપ ભીંગડાં વડે ભોંયને વળગી રહે છે. તે પાંસળી પરના મજબુત લોચા સંકોચી તથા વિસ્તારીને ઝડપથી શરીરને આગળ ખેંચી જાય છે. ઘણા સાંધાને લીધે તે મરજી માફક વળી કે વિંટાઈ શકે છે.

**શંકર**—તમે શા ઉપરથી કહ્યું કે, નાગ ઝેરી છે.



**બાપ**—એ જેને કરડે તેને ઝેર ચઢે છે અને તે મરી જાય છે. સાપના બે વર્ગ છે, ઝેરી અને ઝેર વગરના. ઝેરી સાપનું માથું પહોળું હોય છે. તેના જડબામાં ઝેરની કોથળી હોય છે, તેમાંથી એક નળી એક પોલા

દાંતમાં ઉતરે છે, ને અણી સુધી પહોંચે છે. એ દાંત મોંમા તાળવા તરફ વળેલો હોય છે. નાગ કરડે ત્યારે એ દાંત સીધો થઈ જાય છે, અને જડબાં બિડાય ત્યારે ઝેર નિચોવાઈને ડંખમાં પડે છે. એવી વેળાએ ડંખને ઉપલે પાસે દોરી તાણી બાંધવી. પછી ડંખને ચીરીને નીચેથી પાટો બાંધવો, એજ ઉત્તમ ઉપાય છે. પછી બ્લીચિંગ પાઉડર કે કોંડીની દવા મળે તો ચોપડવી. હાલ મુંબઈ ઇલાકાના સરકારી દવાખાનામાં નાગની દવા મળે છે તે અજમાવી જોવી.

**શંકર**—નાગને માથે ફેણ હોય છે. તે જ્યારે ડોલે છે ત્યારે ખૂબસુરત લાગે છે. બધા ઝેરી સાપોને ફેણ હોય છે?

**બાપ**—ના. ચીતલ, કોઠ વગેરે ભયંકર ઝેરી સાપોને ફેણ હોતી નથી. ચીતલ લીલા કાળા રંગની, અને કોઠ કાળા ભુરા રંગની અને હાથેક લાંબી હોય છે.

**શંકર**—ઝેર વગરના સાપોની થોડી વાત કહો.

**બાપ**—તેમનો અને ઝેરી સાપોનો ઘાટ સરખોજ હોય છે. તેમને પેલો કાણાવાળો ઝેરી દાંત હોતો નથી. એમાંના કેટલાક બહુ જાડા અને લાંબા હોય છે. દક્ષિણ હિંદુસ્તાનમાં મોટા અજગરો થાય છે તે ઝેરી નથી, પણ તે ઘેટું કે બકરૂં આખું ગળી જાય છે. તે બહુ જબરા હોય છે, તેથી માણસ કે ગાયને શરીરે વિંટાઈ વળે, તો તેને દાબીને કચરઘાણ કરી નાખે છે.

---

કચરઘાણ—ચુરેચુરા. | કરોડ—બરડાનું હાડકું.

## પાઠ ૮૮. દેડકું.



હું ઈંડાંમાંથી નીકળ્યું ત્યારે ઘણું નાનું હતું. મારે માત્ર માથું અને પુછડી બેજ આંગ હતાં. હંમેશાં હું પાણીમાં રહી મોજથી તર્યા કરતું હતું. મારે માછલીના જેવી બે કોથળીઓ હતી. તે વડે હું શ્વાસ લેતું હતું. હું એટલું બધું નાનું છતાં મારા પોષણનો આધાર કોઈ પર રાખતું ન હતું. મારો ખોરાક હુંજ શોધી કાઢતું હતું. મારૂં ખાવાનું છેક સાદું હતું. માંસાહારી પ્રાણીના જેવા મારે દાંત ન હતા, તેથી મારાથી માંસ ખવાતું ન હતું. પાણીની સેવાળ અને નાના છોડોની કુમળી ટીશીઓ ખાઈને હું મજા કરતું હતું. મને ડર માત્ર મોટી માછલીનો હતો, કે રખેને તે આવીને મને ગળી જાય. મેં કદી જીવહિંસા કરી ન હતી, જેથી મારૂં મન શાંતિમાં રહેતું હતું. આમ ઘણા આનંદમાં મેં સાત આઠ અઠવાડીઆં ગાળ્યાં હતાં.

એક વાર મારી પુછડીને બેઉ પાસે એકેકં ગાંઠ નીકળી. તે જોઈ મને અચંબો લાગ્યો. મને લાગ્યું કે હું માંદું થઈશ. પછી

મારા માથા નીચે બીજી બે ગાંઠો જણાઈ, ત્યારે મને બહુ ધાસ્તી પેઠી. તે ઉપરાંત મારી પુછડી તરવામાં ઘણી ખપ લાગતી હતી; તે ધીમે ધીમે નાની થવા માંડી. મને ઘણું દુઃખ લાગ્યું અને મારૂં શું થશે તેની ચિંતા પેદા થઈ.

એટલામાં જે ચાર ગાંઠો નીકળી હતી, તેમાંથી ચાર પગો દેખા દીધી. મારે બે આગલે પગો ચાર ચાર અને પાછલે પગો પાંચ પાંચ આંગળીઓ નીકળી. પાછલા પગની આંગળીઓ પાતળા પડ જેવી ચામડીથી સંધાએલી હતી, તેથી મને તરતાં ફાવ્યું, એટલે પુછડી ગૂમ થવાથી જે ચિંતા હતી તે ટળી. પછી મારી શ્વાસ લેવાની બંને કોથળીઓ ગૂમ થઈ ગઈ, અને મને પાણીમાં ગુંગળાટ થવા લાગ્યો; તેથી ખાબોચીઆમાંથી નીકળીને બહાર નાઠું ત્યાં ચેન પડ્યું. અત્યાર સુધી હું શ્વાસ ભરી પાણીમાંથી હવા લેતું હતું. હવે મેં ફેફસાં વડે દમ લેવા માંડ્યો. મારૂં લોહી માછલીના જેવું ટાઢું છે, તેથી મને પાણીમાં રહેવું ગમે છે. પણ ત્યાં મારાથી ઝાઝી વાર ટકાતું નથી.

.. પાણીમાંથી નીકળીને મેં ફેફસાં વડે દમ લેવા માંડ્યો તે વાત ખરી, પરંતુ જમીન પર ચાલનારાં બીજાં પ્રાણીઓની પેઠે મારાથી ચલાતું ન હતું, તેથી મને દીલગીરી થતી હતી. એટલામાં મેં એક કીડો મારી આગળ ચાલતો દીઠો. તેને પકડવાને મેં ઠેકડો માર્યો, એટલે લાંબા પાછલાં પગ કેવા કામના છે, તેની મને સમજ પડી. પછી મારી લાંબી ચીકણી જીભ લપલપાવીને તેને પકડીને હું આખોજ ગળી ગયું. મારા ઉપલા જડબામાં થોડાક દાંત છે, પણ તે વડે કશું ચવાતું નથી. હું જેને પકડું છું, તેને આખું ને આખું ગળી જાઉં છું. મારા જડબાના પ્રમાણમાં મારે માથું અને આંખો મોટાં છે. મારા શરીર પરની આ ચામડી હું ઉનાળામાં ઉતારીને ગોળો કરીને ગળી જાઉં છું.

પક્ષીની પેઠે અમે દેડકાં ઈંડાં મૂકીએ છીએ. જેમ જનાવરો

જમીન પર રહે છે, તેમ અમે પણ કોઈ કોઈ વાર રહીએ છીએ. માછલીની પેઠે અમે પણ પાણીમાં તરીએ છીએ. જેમ કીડાને આખી ઉમરમાં ત્રણ ચાર ભવ થાય છે, તેમ અમારે પણ થાય છે. અમારી જીંદગીની વાત એવી રમુજી છે.

---

ગૂમ થવું—દેખાતું બંધ થવું. | માંસાહારી—માંસ ખાનારા.

---

## પાઠ ૮૧. તીડ.

તમારામાંના ઘણાખરાએ તીડ જોયાં હશેજ. જેણે તે નહિ જોયાં હોય, તેણે તેનાં ચિત્ર તો કદાચ દીઠાં હશે. કેટલાંક ચિત્રમાં તીડ જમીન પર અને કેટલાંકમાં ઝાડ ઉપર બેઠેલાં નજરે પડે છે. કોઈકમાં વળી પાંખો પસારીને હવામાં ઊડતાં હોય એવું જોવામાં આવે છે.

તીડ કીડાના વર્ગનું પ્રાણી છે. કીડાની પેઠે તેને બે શીંગડાં, છ પગ અને ચાર પાંખો હોય છે. તેના પાછલા પગ લાંબા, જાડા અને જોરાવર હોય છે, અને તેના પર કરવતની ધારના દાંતા જેવી કાંગરી હોય છે. તેની આગલી પાંખો જરા લાંબી પણ સાંકડી તથા ટપકીદાર, અને પાછલી ઘણી પહોળી હોય છે. એ પાંખો કાગળના પંખાની પેઠે બિડાય છે. તીડનું મોં મોટું અને જબરૂં હોય છે.

આપણા દેશમાં રજપુતસ્તાન, સહ્યાદ્રિ પર્વત વગેરે કેટલેક ઠેકાણે તીડ પેદા થાય છે. જ્યારે વળામણનો વરસાદ આવે છે, ત્યારે તીડ રેતી કે ગોરાડુ જમીનમાં ઈંડાં મૂકે છે. માદાના શરીરને છેડે શીંગડાં જેવી કઠણ આણી હોય છે, તે વડે તે જમીનમાં એકાદ તસુ ઉંડું દર પાડે છે અને તેમાં ઈંડાં મેલે છે. એ ઈંડાં મેલાં પીળા રંગનાં અને આકારે લંબગોળ પણ બાજુએથી જરા વધારે પહોળાં હોય છે. માદા દરેક દરમાં શુમારે ૫૦ થી ૭૫ ઈંડાં મૂકે છે. એ ઈંડાં ઉપર માદા કંઈક ફીણ જેવો પદાર્થ પાથરી દે છે, તેથી

તેઓ એક બીજાને વળગી જાય છે. જ્યારે તે પદાર્થ સુકાઈ જાય છે, ત્યારે દરનું મોં બિડાઈ જાય છે. ઈંડાં આસરે ત્રણ અઠવાડીઆં સુધી ભોંયમાં રહે છે. પછી દરેકમાંથી એકેક લીલા રંગનો નાનો કીડો નીકળે છે. તે કીડો થોડા કલાકમાં શરીર પરની લીલી ચામડી કાઢી નાખીને પાંખ વગરની ખરપડીની પેઠે જમીન પર ઠેકવા માંડે છે, અને કુમળી ટીશીઓ તથા પાલો ખાઈ ઊગતા પાકને બહુ નુકસાન કરે છે.

એ કીડો પોતાની ચામડી વારે વારે ઉતારી નાખે છે, અને દર વખતે જરા જરા મોટો થતો જાય છે. પછી તે ઝીણી પાંખો કાઢે છે, પણ એકાદ માસ સુધી તેનાથી ઉડાતું નથી. છેલ્લી વારની ચામડી કાઢી નાખ્યા પછી તે રાતા તપખિરીઆ રંગનું જીવડું બનીજાય છે.



તીડ બહુ ખાઉધરાં હોય છે. જે કંઈ લિલોતરી મળે તેને તે ખાઈને સાફ કરી મૂકે છે. કપાસ, ઝળી, તલ, જુવાર, બાજરી, ઘઉં, કઠોળ અને બધી જાતનો દાણો, તેમજ ઝાડની તાજી લીલી ટીશીઓ અને ઘાસ ખાવું તેને બહુ ગમે છે.

તીડોનાં ટોળાં ખોરાકની શોધમાં ઠામઠામ ઊડતાં દેખાય છે. એ ટોળાં કોઈ કોઈ વાર એટલાં ખિચોખીચ અને ગાઉના ગાઉ સુંધી લાંબાં પહોળાં હોય છે, કે સૂર્યને પણ વાદળાંની પેઠે ઢાંકી દે છે. તે જે ઝાડ પર બેસે છે તેનો ઘાણ વાળે છે. તેવાં ઝાડ ફરીને ફળે એવી આશા જ રાખવી નહિ. એવાં ટોળાં મનોહર વાડીઓને પણ ઉજડ વેરાન બનાવી મૂકે છે. જે જીલ્લામાં પાક ઉભો હોય ત્યાં જો લણતાં પહેલાં તીડનાં ટોળાં આવી પહોંચ્યાં, તો ત્યાંની હીણભાગી વસ્તીને નસીબે દુકાળ અને ભૂખમરો ચોંટવાનોજ.

આમ તીડ અગણિત રીતે નુકસાન કરે છે. એ અટકાવવાનો ઉત્તમ માર્ગ એટલોજ છે, કે તીડનાં ઈંડાં ખોળી કાઢીને તેનો નાશ કરવો. એ કરવાથી લાખો તીડ પેદા થતાં અટકશે, અને કરોડો ખાંડી ધાન્ય નાશ પામતું બચશે. જો એ ન બની શકે, તો બચ્ચાંને પાંખો આવે તે પહેલાં તેમને ઝાડનાં ડાંખળાં અને સાવરણાઓ વડે ઝૂડીઝડીને પુરાં કરવાં. પછી ખાઈઓ ખોદીને ખોખાં તેમાં પૂરી દેવાં, અને ઉપર માટી પાથરી ઢાંકી રાખવાં. તીડ ઊડતાં થયા પછી તેમનો નાશ કરવો બહુ મુશકેલ છે, પણ આગ અને ધુમાડો કરેથી તેમને મરાશે નહિ તો ખાળી શકાશે ખરાં.

---

| | |
|---|---|
| ખરપડી—એ નામનું જીવડું. | વળામણનો—વદાય થતો; હાથીઓ. |
| ગોરાડુ—પિળાશ પડતી. | |

---

## પાઠ ૯૦. મચ્છર.

મચ્છર કોણે દીઠા નથી? મચ્છર, માકડ અને ચાંચડથી હિંદુસ્તાનમાં કોઈ અજાણ્યું હશે? ગરીબ લોકોના ઘરમાં એવાં પ્રાણીઓનો વાસો હોય છેજ.

મચ્છર કીડીના વર્ગનું પ્રાણી છે. માથું, છાતી અને જઠર એવા એના શરીરના ત્રણ ભાગ પડે છે. એને છાતી આગળ છ પગ હોય છે. તે માખીની જાતનો છે, તેથી તેને બે પાંખો હોય છે.

સૂક્ષ્મદર્શક નામે એક યંત્ર છે. એ યંત્રમાં એવા કાચ હોય છે કે તેમાંથી છેક નાનું પ્રાણી જોઈએ, તો તેના શરીરનો દરેક ભાગ સાફ દેખાય છે. એનું કારણ એ કે તે કાચોમાં એવો ગુણ છે, કે તેમાંથી જે વસ્તુ જોઈએ, તે તેના મૂળ કદ કરતાં ઘણી મોટી દેખાય છે. એવા કાચમાંથી તમે મચ્છર જુઓ, તો તેનો ઘાટ અને શરીરની રચના જોવાની તમને મજા પડશે. માંથાનો ઝાઝો ભાગ વિવિધ પાસાદાર આંખોથી ઢંકાએલો હોય છે. તેને તીણી અણી-

વાળી અને પોલી સૂંઢ હોય છે, તે સોય જેવી દેખાય છે. વળી





મચ્છરને બે શીંગડાં હોય છે. નરનાં શીંગડાંને ફાંટા હોય છે, તેવા માદાને હોતા નથી.

માદા સ્થિર પાણી પર ઈંડાં મૂકે છે અને પછી મરી જાય છે. એ ઈંડાંમાંથી ઇયળ જેવા જંતુ નીકળે છે, તે થોડી વાર ઊંઘમાં પડે છે અને પછી મચ્છર બની જાય છે.

મચ્છર ઘણી જાતના હોય છે, પણ આપણે ઝેરી અને સાધારણ એવાં બે વર્ગ પાડીશું. ઝેરી જાત ડંખેથી તાવ લાગુ પડે છે. સાધારણ મચ્છરો મોટા હોય છે અને ભીંતે બેસે છે, ત્યારે ખુંધા દેખાય છે. ઝેરી મચ્છરો ભીંતમાં સોય કે કાંટો ખોસ્યો હોય, તેમ ભીંતમાં ઢળકતા બેસે છે. તેની પાંખે ત્રણ ચાર રાતા તપખિરીઆ રંગનાં ટપકાં હોય છે. સાધારણ મચ્છરનો રંગ કાળાશ પર હોય છે, અને તેઓ ગણગણાટ કરે છે. ઝેરી મચ્છર તેમ કરતા નથી, તેમ તે ડંખે તેની ખબર પણ પડતી નથી. સાધારણ મચ્છરનો ચટકો તો ચમચમે છે.

મચ્છર લોહી ચૂસવા સારૂ માણસને કરડે છે. ઝેરી મચ્છર તાવવાળા માણસને કરડે, ત્યારે તાવ પેદા કરનારા જંતુ લોહી ભેગા મચ્છરના જઠરમાં જાય છે. ત્યાં ઉછરીને તેઓ તેની સૂંઢ પાછળ લાળની ગાંઠો હોય છે તેમાં પેસે છે. સાધારણ મચ્છરોને એવી ગાંઠો હોતી નથી. ઝેરી મચ્છર તંદુરસ્ત માણસને ડંખે છે, ત્યારે તેની લાળ અને તે તાવનાં જંતુઓ માણસના લોહીમાં પેસે છે. એથી ડંખને ઠેકાણે લોહી જામીને તે ભોંય લાલ થઈ જાય છે, એટલે મચ્છરને લોહી ચૂસવાનું ખૂબ ફાવે છે. પેલા ઝેરી જંતુ માણસના લોહીમાં ફેલાય છે, એટલે તેને તાવ આવવા માંડે છે.

ઝેરી મચ્છર તાવવાળા માણસને કરડી તેના શરીરમાંથી તાવના જંતુઓ લઈ જાય છે, તેને લીધે તાવનું ઝેર ફેલાય છે. તેનો

અટકાવ કરવો હોય, તો તાવવાળા માણસના બિછાના પર મચ્છરદાની બાંધી રાખવી. ઝેરી તાવની દવામાં ક્વિનિન સૌથી શ્રેષ્ઠ છે. હાલ તે દરેક સરકારી દવાખાનામાં અને ગામડાની ટપાલ-ઓફિસોમાં મળે છે.

મચ્છર બંધિઆર પાણીમાં ઈંડાં મૂકે છે, માટે આસપાસનાં ખાબોચીઆં પૂરી નાખીને ગંદવાડ થવા દેવો નહિ. મચ્છરની લીખો શ્વાસ લેવાને પાણી પર તરી આવવા માંડે, તેજ વખતે ખાબોચીઆં વગેરેમાં દર દશ ચોરસ ફૂટે અધોળ કેરોસીન તેલ રેડવું; તેથી લીખો ઉપર આવી શકશે નહિ અને અંદર રહી રૂંધાઈ મરશે. આ કામમાં ડામર પણ ઉપયોગી છે. જો મચ્છર ઉછરી આવે, તો તેનો નાશ ડામર, ગંધક, લોબાન અને લાકડાના ધુમાડાથી થઈ શકશે.

કેરોસીન—દીવા સળગાવવાનું એક જાતનું તેલ; ગાસલેટ.

ક્વિનિન—એ નામની તાવ કાઢવાની દવા.

બંધિઆર—વહેતું નહિ તે.

## પાઠ ૯૧. હાથી.

વડોદરાના શ્રીમંત શિયાજીરાવ મહારાજ ઇ૦ સ૦ ૧૯૦૨ માં દિલ્હી દરબારમાં ગયા, ત્યારે તેમનો રસાલો ભારે હતો. ચાર હાથી પગ રસ્તે જતા હતા. તે મહેમદાવાદ પહોંચ્યા ત્યારે લોકોનાં ટોળાં તેમને જોવા આવ્યાં. તેમાંના કેટલાકે હાથી કદી જોયો ન હતો, અને કેટલાક તો તે કેવો હોય છે તે જાણતા પણ ન હતા. તેમાં એક મનસુખરામ ભટ પોતાની આઠ નવ વરસની કમળા નામે દીકરીને લઈને આવ્યા હતા. હાથી નજરે પડતાંજ, કમળા બોલી, બાપા, આ કેવું મોટું દૈત્ય જેવું જનાવર છે! એ હાથી છે કે? એના મોંમાં મોટાં બે શીંગડાં કેવાં ઊગ્યાં છે!

**મનસુખરામ**—અરે મૂર્ખ છોડી, એ શીંગડાં ન હોય. એ તો હાથીના દાંત છે. પેલી તારી સુંદર કાંસકી એવા દાંતની બનેલી છે.

**કમળા**—ઓહો! કેવા મોટા દાંત! બાપા, શું એને એક આગળ ને એક પાછળ એમ બે પુછડીઓ છે?

**મનસુખરામ**—આ આગળ છે તે પુછડી નથી. એ હાથીની સૂંઢ કહેવાય છે. આપણે નાક વડે શ્વાસ લઈએ છીએ, તેમ એ પોતાની સૂંઢ વડે શ્વાસ લે છે. એની સૂંઢ તેજ એનું નાક છે.



**કમળા**—વાહ! ખરેખર એને કેવું સુંદર નાક છે! એ બહુ નવાઈ જેવું છે. એટલામાં હાથીનો માવત આવ્યો. તેની પાસે મોટા પચીસ રોટલા હતા. તેણે એકેક રોટલો હાથીની સૂંઢમાં મૂક્યો તે લઈને હાથી મોંમાં મેલતો ગયો. એમ કરતાં બધા રોટલા પુરા કર્યા પછી તે માવત થોડું ઘાસ લાવ્યો, તે પણ હાથી સૂંઢમાં લપેટી મોંમાં ઘાલીને ખાવા લાગ્યો.

જે જે બન્યું તે સઘળું કમળાએ હોંસે હોંસે ધ્યાન રાખીને

જોયા કર્યું. પછી તે બોલી, વારૂ આપણે ખાવાનું હાથે લઈને મોંમાં મૂકીએ છીએ, તેમ હાથી સૂંઢમાં ઘાસ લઈને પોતાના મોંમાં ઘાલે છે. એની સૂંઢ તેજ એનો હાથ કહેવાય. પણ બાપા, પાણી શી રીતે પીતો હશે?

કમળા બોલી રહી એટલી વારમાં પેલું ઘાસ પણ પુરૂં થઈ રહ્યું, ત્યારે માવતે પાણી ભરેલી ડોલ હાથીના મોં આગળ મૂકી. તેણે ડોલમાં સૂંઢ બોળીને સઘળું પાણી શોષી લીધું, અને પછી સૂંઢ વાળીને મોંમાં પાણીની દદુડી પાડી. તે જોઈ કમળા બોલી ઊઠી, ઓહો! એ તો પાણી પણ સૂંઢ વડેજ પીએ છે.

**મનસુખરામ**—હા, તેં દીઠું કે નહિ? એને બધા કામમાં સૂંઢનો ખપ પડે છે. ખાવામાં, પીવામાં, લડવામાં, ભાર ઉંચકવામાં વગેરે બધા કામમાં એ પહેલી. એ સૂંઢ એવી જબરી છે, કે તે વડે એ મોટા બોજ પણ ઉપાડી શકે છે. વળી સૂંઢને છેડે આપણી આંગળીના જેવું એક ટેરવું છે, તે વડે એ નાની સરખી ટાંકણી પણ ઉંચકી લે છે, અને જે જે વસ્તુને અડકે છે તેને ઓળખી કાઢે છે.

**કમળા**—બાપા, એના કાનો બે તરફ બે પંખા જેવા છે, પણ એની આંખો છેક નાની છે. વળી પગો તો મોટા થાંભલા જેવા છે.

**મનસુખરામ**—આવડા મોટા કદાવર શરીરનું વજન ઝાલી રાખવાને એવા જોરાવર પુષ્ટ પગો જોઈએ.

**કમળા**—આ જાતનું પશુ શા કામમાં આવતું હશે?

**મનસુખરામ**—મોટા રાજાઓ શોભાને માટે હાથી પાળે છે. તેઓ એના પર અંબાડી મૂકીને તેમાં બેસીને કોઈ કોઈ વાર ફરવા નીકળે છે. હાથીમાં અત્યંત બળ હોય છે, તેથી તે ભારે બોજો ઉપાડવા તથા તાણવામાં વપરાય છે. મુસાફરી કરવી હોય તો હાથીની સવારી ઘણી સારી પડે છે, કારણ કે એ દહાડાના ૬૦–૭૦ માઈલ ચાલી શકે છે. અસલ તોપો ન હતી, ત્યારે દુશ્મ-

તનું લશ્કર ચગદી નાખવાના કામમાં હાથી વપરાતા હતા. એ જનાવર ઘણું શાંત, કહ્યાગરૂં, સમજદાર અને માયાળુ હોય છે.

| | |
|---|---|
| અત્યંત—ઘણું. | પુષ્ટ—જાડા; ભરાઉ. |
| કદાવર—ઉંચું ને ભરાઉ. | માવત—હાથીનો હાંકનાર.. |

## પાઠ ૧૨. પ્રાણી અને વનસ્પતિના રંગ.

પ્રાણીના તેમજ વનસ્પતિના રંગ જુદા જુદા હોય છે તેનું શું કારણ હશે? તેમના રંગની, અને તેમના રહેઠાણની આસપાસ જે પદાર્થો હોય છે તે પદાર્થોના રંગની વચ્ચે કંઈક સંબંધ હોય એમ જણાય છે. ઉત્તરના મુલકમાં હંમેશાં બરફ પડે છે ત્યાંના રીંછના વાળ સફેદ હોય છે. અરબસ્તાનના રેતાળ પ્રાંતોમાં ફરનારાં ઊંટનો રંગ ત્યાંની રેતી જેવો પીળચટો બદામી હોય છે. આફ્રિકા ખંડમાં ભટકનારા સિંહો ભુખરા તપખિરીઆ રંગના થાય છે. વાઘ ઝાડીમાં રહે છે. ત્યાં સુકાં લીલાં ઝાંખરાં અને ભોથાંને લીધે તેની કાળા પીળા પટાવાળી ચામડી ઓળખવી મુશકેલ થઈ પડે છે. અંધારે ફરનારાં ઉંદર, કોળ અને વનવાગલાં મેલા રંગનાં હોય છે. ઘુવડ પણ રાત્રે ઊડે છે, તેનાં પીછાં રંગે ઝાંખાં હોય છે.

પ્રાણીઓનો રંગ અને તેમની આસપાસના પદાર્થોનો રંગ મળતો આવે છે, તેનાં બે કારણ છે. વાઘ સરખાં જોરાવર પ્રાણીની બાબતમાં એક કારણ એ છે, કે શિકારને તેના આવી પહોંચ્યાની ખબર પડવી જોઈએ નહિ. એથી તે બેમાલમ નજીક જઈ તલપ મારીને શિકાર ઝડપી શકે છે. પણ બીજું જે વધારે સબળ કારણ છે, તે તો એ છે કે રંગને લીધે પ્રાણી ઓળખાય નહિ, એટલે દુશ્મન જઈ તેના પર છાનોમાનો ફાળ મારી શકે નહિ. નાનાં પ્રાણીઓનો અને તેની આસપાસના પદાર્થોનો રંગ મળતો હોય છે તેનું મુખ્ય કારણ એજ છે. દાખલા તરીકે પોપટ બળવાન પ્રાણી નથી, માટે તેનો રંગ લીલો છે. એથી જે ઝાડે તેનો માળો હોય તેનાં પાંદડાંની વચ્ચેથી તેનો દુશ્મન તેને ઝટ દેખી કે ઓળખી શકતો નથી. પાંદડાં પર

રહેનારાં જીવડાં પણ ઘણુંખરૂં લીલાં હોય છે તેનું એજ કારણ છે. એમાંનાં કેટલાંક જીવડાં એવાં હોય છે, કે તેમને જો લાકડાની પેટીમાં ગોંધ્યાં હોય, તો તે લીલાં મટીને પીળાં બને છે.

એકજ વર્ગનાં જંગલી પ્રાણીઓના રંગમાં ઝાઝો ફરક હોતો નથી, પણ પાળેલાંના રંગમાં ઘણો ફેર હોય છે. જંગલી પ્રાણીઓને રંગનો ખપ હોય છે, તેથી તેઓ તે બદલતાં નથી. પાળેલાંને રંગનો ખપ નથી, માટે તેનો રંગ પલટાય છે. બધાં વરૂનો રંગ લગભગ સરખો, પણ કુતરાં જુદા જુદા રંગનાં હોય છે. વગડાઉ ઢોર અને પાળેલાં ઢોરનો, સિંહ અને બિલાડીનો રંગભેદ એજ કારણને લીધે છે.

વળી કેટલાંક પ્રાણીનો રંગ ભપકવાળો હોય છે. તેનું કારણ એ છે કે ભપકદાર રંગ તેમને શોભા આપે છે, અને તે વડે તેઓ પારકું ચિત્ત લોભાવે છે.

ફૂલના રંગ પણ ભપકદાર હોય છે. તે શોભા આપે છે એટલુંજ નહિ, પણ પારકું ચિત્ત લોભાવે છે. જંતુઓ ફૂલના ભપકદાર રંગથી ખેંચાઈને તે પર જઈ બેસે છે ને મધ ચૂસે છે, ત્યારે પુંકેસરવાળા ફૂલમાંથી તેઓ સ્ત્રીકેસરવાળા ફૂલમાં પરાગ લઈ જાય છે. એ પરાગ સ્ત્રીકેસરના બીજાશયમાં બીને પરિપકવ કરે છે, અને તેમાંથી નવા છોડો ઉત્પન્ન થાય એવાં બનાવે છે. એ જોતાં ફૂલના રંગનો હેતુ બીને પકવવાં, અને તેમાંથી નવા છોડો ઉત્પન્ન થાય એવાં બનાવવાનો પણ હોય એમ લાગે છે. રંગ સિવાય ફૂલોમાં સુગંધી હોય છે, તે પણ પારકું ચિત્ત લોભાવે છે. કેટલાંક ફૂલો રાત્રેજ ખીલે છે. તે અંધારામાં સાહેલથી જણાઈ આવે, એટલા માટે તેનો રંગ ઘણુંકરીને ફીકો કે ધોળો હોય છે.

વળી ઘણાં ફળોનો રંગ ચકચકિત હોય છે, તે પણ તેમને પોતાનું કાર્ય્ય કરવામાં મદદ કરે છે. ફળના તેજદાર રંગથી પક્ષીઓ ખેંચાઈને તે તરફ જાય છે. તેઓ ફળનો ગર ખાય છે, અને બી અથવા

ઠળીઆ જમીન પર પડવા દે છે. એ બી જમીનમાં દટાય અને ત્યાં ઊગે, ત્યારે નવું ઝાડ થાય છે. એ પ્રમાણે રંગની મદદ વડે ફળો નવું ઝાડ ઉત્પન્ન કરવાનું પોતાનું કાર્ય કરે છે.

પરિપક્વ—પુરેપુરૂં પાકેલું. | બેમાલમ—જણાય નહિ એવી રીતે.

## पाठ ९३. हृदय अने लोहीनुं फरवुं.

મોટાં શહેરોમાં પાણી કેવી રીતે પુરૂં પાડે છે તે તમે જાણો છો? નદી કે સરોવરમાંથી પાણી લઈને એક મોટી ટાંકી કે તળાવમાં ભરે છે. એમાં મોટો નળ મૂકી તેની સાથે બીજા મોટા નળો જોડી તે વાટે શહેરના મુખ્ય ભાગોમાં પાણી લઈ જાય છે. એ નળોની સાથે રસ્તામાં નાના નળો જોડે છે અને તેમની સાથે નાની નળીઓ સાંધી તેમાંથી શેરીઓ અને ગલીઓમાં તથા ઘેરે ઘેર પાણી પહોંચાડે છે. આપણા શરીરના જુદા જુદા ભાગોમાં લોહી પહોંચાડવાને એના જેવીજ યોજના કરેલી છે. શરીરમાં હૃદય છે, તેને ટાંકી અથવા તળાવ કહીએ તો ચાલે.



હૃદય.

જુઓ, આ હૃદયનો નમુનો છે. આપણા શરીરમાં છાતીની અંદર સહેજ ડાબે પાસે હૃદય આવેલું છે. તેમાં એક ડાબું અને બીજું જમણું એમ બે ખાનાં છે. હૃદય માંસના લોચાનું બનેલું છે. તેનો આકાર શંકુ જેવો છે. તે આગલી મેર ગોળ અને પાછલી મેર ચપટું છે. દરેક માણસના હૃદયનું કદ લગભગ તેની મુઠી જેવડું છે. તમે હૃદયને મોં આગળ એવી રીતે મૂકો કે તેનો આગલો ભાગ તમારી સામે આવે અને અણી હેઠે આવે. આથી તેનું જમણું ખાનું તમારી

ડાબી બાજુએ અને ડાબું જમણી તરફ આવશે. ડાબા ખાનામાં સ્વચ્છ લોહી ભેગું થાય છે. તેની ટોચેથી એક મોટો નળ નીકળે છે. એ નળમાંથી નાની નળીઓ ફેલાએલી છે. એ નાની નળીઓમાં તેનાથી નાની અને તેમાંથી વળી છેક નાની વાળ જેવી નળીઓ નીકળેલી છે. હૃદયના ડાબા ખાનામાંથી લોહી મોટા નળમાં વહે છે અને ત્યાંથી આખા શરીરમાં નાની નળીઓ વાટે જાય છે. આ નળીઓમાં થઈને સ્વચ્છ લોહી વહે છે. તેઓને ધોરીનસ કે નાડી કહે છે.

મોટાં શહેરોમાં નળો વડે પાણી મળે છે, તે નાહવા ધોવામાં વાપરીએ છીએ, ત્યારે ગંદું થાય છે. એ ગંદું પાણી ઘરની મોરીની વાટે ખાળમાં કાઢી નાખીએ છીએ. ત્યાંથી તે મહોલ્લાની ગટર કે નીકમાં થઈ મોટાં ગરનાળાંમાં વહે છે, અને આખરે નદી કે દરીઆમાં વહી જાય છે. આપણા શરીરમાં બગડેલા લોહીનું પણ એમજ થાય છે. આપણા શરીરનો ધાતુ અથવા શક્તિ આપનારૂં તત્વ હંમેશાં ક્ષીણ થાય છે અને પાછું તાજું થાય છે. ક્ષીણ થએલું તત્વ લોહીને બગાડે છે. એ બગડેલું લોહી ઝીણી વાળ જેવી નળીઓમાં થઈને બીજી નળીઓમાં પેસે છે. પછી એ નળીઓમાં થઈ તે વધારે મોટી નળીઓમાં જાય છે. આખરે અસ્વચ્છ લોહી મોટા નળોમાં વહેતું વહેતું હૃદયના જમણા ખાનામાં પેસે છે. અસ્વચ્છ લોહી લઈ જનારી નળીઓને શિરા કહે છે. અસ્વચ્છ લોહીનો રંગ આસમાની હોય છે, તેથી શિરાઓ પણ આસમાની દેખાય છે. હૃદયના જમણા ખાનામાંથી એ લોહી



ફેફસાંમાં જાય છે. ત્યાં આપણે શ્વાસ વાટે લીધેલી હવા તેને સ્વચ્છ કરે છે. તેમાંનો મેલ આપણે શ્વાસ પાછો કાઢીએ છીએ, તેની સાથે બહાર નીકળી જાય છે.

તાજું સ્વચ્છ થએલું લોહી ફરીથી ફેફસાંમાંથી શિરાઓમાં થઈને હૃદયના ડાબા ખાનામાં દાખલ થાય છે. ત્યાંથી તે પાછું શરીરમાં ફરવા નીકળે છે. એમ લોહી રેંટમાળની પેઠે ફર્યાજ કરે છે.

હૃદયની પેઠે ધોરીનસ અને શિરાઓ સ્નાયુનાં બનેલાં છે. હૃદયનું ડાબું ખાનું સંકોચાઈ લોહીને ધોરીનસોમાં હડસેલે છે. તે સંકોચાઈને પાછું ફૂલે છે અને ફરી સંકોચાય છે. એમ બંબાની પેઠે નિરંતર ચાલ્યા કરવાથી લોહી શરીરના દરેક ભાગમાં ફરી વળે છે.

આપણે છાતી પર હાથ મેલીએ છીએ, ત્યારે ધબકારો લાગે છે. હૃદય સંકોચાય છે અને ફૂલે છે, તેથી ટકોરો થાય છે અને તેને લીધે ધબકારો લાગે છે. ધોરીનસોમાં પણ તેવાજ ટકોરા થાય છે. આપણા કાંડા આગળ અને બીજે કેટલેક ઠેકાણે આપણે નાડી જોઈ શકીએ છીએ. ત્યાં ધોરીનસનો ધબકારો માલમ પડે છે. તંદુરસ્ત માણસની નાડીના દર મિનિટે શુમારે ૭૦ થી ૮૦ સુધી ધબકારા થાય છે. નાનાં છોકરાંમાં એથી વધારે થાય છે, અને બાળકોની નાડીમાં દર મિનિટે ૧૨૫ સુધી ટકોરા ગણાય છે.

---

ગરનાળાં—પાણી જવાનો ઉપરથી ઢાંકણ કરીને બંધ કરેલો સાંકડો મારગ.
રેંટમાળ—પાણી કાઢવાને ડોચકાંવાળું ચક્ર.
શિરા—નસ.
સ્નાયુ—જે તંતુ વડે હાડકાં ને માંસના રેસા વળગેલા રહે છે તે.
ક્ષીણ થવું—કમજોર થવું.

---

## પાઠ ९४. जठर अने पाचनक्रिया.

આપણે શા માટે ખાવું પડે છે? વરાળયંત્રમાં કોયલા શા માટે નાખવા પડે છે? આ બંને સવાલોનો જવાબ એકજ છે. વરાળ

યંત્રમાં કોયલા ન નાખીએ, તો તેમાં દેવતા રહે નહિ અને ગરમી પેદા થાય નહિ, અને જો ગરમી ન હોય તો સાંચો ચાલે નહિ. એજ પ્રમાણે ખોરાકનુ સમજવું. જે ખોરાક આપણે ખાઈએ છીએ, તે આપણા શરીરમાં છેક ધીમે ધીમે બળે છે. એમ કરતાં તેમાંથી ગરમી ઉત્પન્ન થાય છે. એ કારણથી આપણા શરીરમાં ગરમાવો રહે છે. આપણે એ ગરમીને લીધેંજ કામ કરી શકીએ છીએ.

જેમ જેમ આપણે કંઈ કામ કરીએ છીએ, તેમ તેમ શરીર ઘસાય છે, ને જે ઘસારો પડે છે તે શ્વાસ, પરસેવો, મૂત્ર વગેરેની વાટે શરીરમાંથી નીકળી જાય છે. પણ એ ઘટ ખાઈ પીને પુરી કરવી પડે છે, નહિતો આપણે ઘસાઈ ઘસાઈને મરી જઈએ. કુમળાં બાળકોને એકલો ઘસારો સમારવાને ખાવું પડે છે એમ નથી. તેને દહાડે દહાડે મોટા થવાનું છે, તે માટે પણ ખાવું પડે છે. પુષ્ટ અને જોરાવર થવાને કાઠાના પ્રમાણમાં તેને વધારે ખાવું પડે છે. એમ ખોરાકના મુખ્ય ઉપયોગો ત્રણ છે; ૧. શરીરમાં ગરમી પેદા કરવાનો, ૨. શરીરનો ઘસારો સમારવાનો અને ૩. શરીરને પુષ્ટિ આપવાનો. સાધારણ રીતે ખોરાકના પદાર્થો ચાર પ્રકારનાં છે. ૧. લોટ અથવા પેંજવાળા, ૨. ચરબીવાળા અથવા તેલી, ૩. માંસ ઉત્પન્ન કરનારા અને ૪. હાડકાં બનાવનારા. મુખ્યત્વે પહેલા અને બીજા પ્રકારના પદાર્થો ગરમી પેદા કરે છે, અને ત્રીજા પ્રકારના શરીરને પુષ્ટિ આપે છે. ચોથા પ્રકારમાં જુદી જુદી જાતના ક્ષારો સમાએલા છે, તેઓ ઘસારાનો સમાર કરે છે, અને હાડકાં બનાવવામાં મદદ કરે છે.

આપણે મોઢામાં જરા ખાવાનું મૂકીને ચાવીએ છીએ ત્યારે અંદર થૂંક છૂટે છે. થૂંક વડે લોટનો ભાગ નરમ થઈ તેમાં ઓગળે છે, ને તેની એક જાતની સાકર બને છે. બાજરી ખાનારાઓને અનુભવ હોય છે, કે રોટલો જેમ ચાવીએ તેમ મીઠો લાગે છે. ચાવેલો ખોરાક ગળે ઉતારીએ છીએ, ત્યારે તે એક નળીમાં થઈને નીચે કોથળી જેવું જઠર છે તેમાં જાય છે. જઠર માંસનાં લોચાનું બનેલું છે.

તેમાં ચાવેલો ખોરાક આવે છે, એટલે પાચનક્રિયા શરૂ થાય છે. જઠરમાંથી એક રસ નીકળે છે, તે વડે ખોરાકના માંસ બનાવનારા પદાર્થો વીઘરીને તેમાં મળી જાય છે. જેમ શાહીચૂસ કાગળ શાહી ચૂસે છે, તેમ જઠરને ફરતી નાની નસોમાં છિદ્રો છે, તે વાટે રસ થએલો ખોરાક શોષાઈને પાધરો લોહીમાં મળે છે.

હવે જઠરમાં જે ખોરાક પાચન થયા વગર રહેલો હોય છે તે આંતરડામાં જાય છે. આંતરડાંનું ગુંછળું વળી એક નળી બનેલી હોય છે, તે શુમારે ૨૫ ફૂટ લાંબી છે. બીજું કાળજું નામનું અંગ આપણા જમણા પાસાની પાંસળી નીચે હોય છે, તેમાં પિત્ત નામે રસ ઉત્પન્ન થાય છે. કાળજામાંથી આંતરડા સુધી એક નળી જાય છે. ખોરાક આંતરડામાં આવે છે, ત્યારે પિત્ત એ નળીને માર્ગે ત્યાં જાય છે. તેની મદદથી ત્યાં તેલી પદાર્થો પચે છે. વળી જઠરની હેઠે બીજું અંગ છે, તેમાં પણ રસ પેદા થાય છે. તેમાંથી આંતરડા સુધીની એક નળી છે, તે વાટે રસ વહે છે. એ રસમાં એવાં ગુણ છે કે તેથી લોટવાળા, હાડકાં બનાવનારા અને તેલી પદાર્થોનો સઘળો નહિ પચેલો ભાગ એક રસ થઈ જાય છે. એમ તે પદાર્થોનો ઓગાળીને પાતળો રસ થાય છે, ત્યારે આંતરડામાંનાં સૂક્ષ્મ છિદ્રો વાટે તે લોહીમાં મળી જાય છે. જે નકામો ભાગ શેષ રહે છે, તે છેવટે મળ રૂપે બહાર નીકળી જાય છે.


જઠર, કાળજું, આંતરડાં વગેરે.

એવી રીતે શરીરમાં લોહી બન્યું જાય છે અને સઘળે વહે છે. એમ બનેલું લોહી શરીરના બધા ભાગોનું શક્તિ આપનારૂં તત્વ બનાવી તેમનો સમાર કરે છે.

---

આંતરડાં—ગુંછળું વળેલા દોરડા જેવો પેટનો ભાગ. એ જઠરની નીચે ડાબી બાજુ પર છે.

જઠર—પેટનો ભાગ જેમાં ખોરાક પડે છે તે.

ફેફસાં—છાતી માંહેલી જે ઇંદ્રિયો વડે શ્વાસ લેવાય છે અને બહાર કઢાય છે તે.

વીધરીને—પીગળીને.

સૂક્ષ્મ—ઝીણાં.

---

## पाठ ९५. ऊननां अने सुतराउ वस्त्रो.



સૂક્ષ્મદર્શક યંત્રમાંથી દેખાતા ઊનના દોરા.

માણસને અગત્યની ઘણી ચીજો છે, તેમાં ખોરાક અને વસ્ત્ર એ બે મુખ્ય છે. આપણા શરીરનો ઘસારો પુરો પાડવાને તેમજ શરીરની એક સરખી ગરમી નિભાવવાને ખોરાકની જરૂર છે.

મનુષ્ય માત્રમાં શરીરની ગરમીનું માપ સરખું હોય છે. ગમે તો તે નિરોગી હોઈ બરફવાળા મુલકમાં રહેતાં હોય કે રણની ધગધગતી રેતીમાં વસતાં હોય, તવંગર હોય કે ભિખારી હોય, તોપણ તેઓનાં શરીરની ગરમી એક સરખીજ હોય છે. ગરમી સાચવી રાખવાને વસ્ત્રની જરૂર છે. વસ્ત્ર વિના એકલા ખોરાકથી ગરમી સાચવવી ઘણી કઠણ પડે. એ કારણથી વસ્ત્ર માણસની અગત્યની વસ્તુ ગણાય છે.

આપણે એક કુજામાં થોડું ગરમ પાણી રેડીને તેને ખુલ્લી હવામાં મેલીએ, તો લાગલુંજ તે પાણી ઠંડું થવા માંડે છે. પણ કુજા પર ઊનનું કપડું વિંટાળ્યું હોય, તો તેમાંનું પાણી વહેલું ઠંડું થતું નથી. એ વાત આપણા શરીરને પણ લાગુ પડે છે. આપણે શિઆળામાં ખુલ્લા મેદાનમાં બેસીએ, તો આપણને ટાઢને લીધે ધ્રુજારી આવે છે, પણ શરીર ઉપર ઊનનાં વસ્ત્ર પહેર્યાં હોય, તો તેને લીધે ટાઢ વાતી નથી.

આ ઉપરથી એમ ન સમજવું, કે ઊન ગરમ પદાર્થ છે. તે તો માત્ર ગરમીને શરીરમાંથી ઉતાવળે નીકળી જતી અટકાવે છે, અથવાં તેમાંથી ગરમી ધીમે ધીમે વહે છે. તમે લોઢાના સળીઆનો એક છેડો દેવતામાં મૂકશો, તો થોડીવારમાં તેનો બીજો છેડો ગરમ થઈ જશે, અને તે ઝાલી શકાશે નહિ. પણ લાકડું એક છેડે બળતું હોય, તો તેનો બીજો છેડો ઝાલી શકાય છે. એટલે લોઢું ગરમીને ઘણી ઝડપથી અને લાકડું ધીમેથી વહેવા દે છે. લાકડાની પેઠે ઊન પણ પોતાનામાં ગરમી ધીમે ધીમે વહેવા દે છે, તેથી તે મંદવાહક કહેવાય છે. તે શરીરમાંથી ગરમી નીકળી જવા દેતું નથી. પણ સુતરાઉ વસ્ત્રો ગરમીને ઝડપથી વહી જવા દે છે, માટે તે વડે ટાઢમાં ઊનના જેટલું શરીરની ગરમીનું રક્ષણ થતું નથી.

શરીરમાં છાતી અને પેટ એ બે ભાગો ઘણા અગત્યના છે; કેમકે તેમાં હૃદય, ફેફસાં, જઠર, આંતરડાં વગેરે મુખ્ય અંગો રહેલાં

છે. માટે ટાઢમાં એ અંગોને સાચવવાની ખાસ જરૂર છે. એ કારણથી શિઆળામાં ફલાલીનનું બદન પહેરવું, અને તેના ઉપર ગમે તો સુતરાઉ લુગડાં પહેરવાં.

આપણી ચામડી વાટે પરસેવો વરાળ રૂપે બહાર નીકળે છે, તેથી શરીરની ગરમી ઓછી થતી જાય છે, અને આપણને ટાઢ વાય છે. જો આપણે ઊનનાં લુગડાં પહેર્યાં હોય, તો પરસેવો થતાંજ તે ચૂસી લે છે. ઊન ઝીણા તાંતણાનું બનેલું છે, અને તેની રચના સુંદર જાળીદાર હોય છે. જાળી પર પરસેવો ફેલાઈ જાય છે, અને તેની વરાળ ઘણી ધીમે ધીમે થાય છે. ઊનનો આ બીજો ફાયદો છે. આપણે ઊનને બદલે સુતરાઉ વસ્ત્રો પહેર્યાં હોય, અને ઘણો પરસેવો થતો હોય, તો આપણને શરદી કે બીજો મંદવાડ થવાની ધાસ્તી રહે છે; કારણ કે સુતરાઉ લુગડાં પરસેવો ચૂસી શકતાં નથી. સુતર કરતાં ઊન પોચું અને વધારે છિદ્રાળુ છે. એ છિદ્રોમાંથી તાજી હવા ચામડી પર વાય છે. આ હવા પણ મંદવાહક છે. તે ઊનની જાળીઓમાં ભરાઈ રહી ગરમીને બહાર નીકળી જવા દેતી નથી. આ પ્રમાણે ઊન અને હવાના મેળાપથી શરીરની ગરમી વધારે સચવાય છે.

ઊન પરસેવો ચૂસે છે, તેથી ઊનનાં કપડાં વધારે મેલાં થાય છે, માટે તે વારે વારે ધોવાં જોઈએ. હિંદુસ્તાનમાં કોઈ માણસ ઉનાળામાં ઊનનાં લુગડાં પહેરે, તો તેને બહુ તાપ લાગે. એ ઋતુમાં મલમલનાં કે બીજી જાતનાં સફેદ સુતરાઉ લુગડાં વધારે અનુકૂળ પડે છે. સફેદ લુગડાં સૂર્યની ગરમીનું શોષણ ન કરતાં તેને પાછી ફેંકે છે, તેથી ગરમીનો જમાવ થતો નથી.

---

છિદ્રાળુ—કાણાંવાળું. | શોષણ—ચૂસી લેવું તે.
જમાવ—એકઠું થવું તે.

---

## પાઠ ૬૬. સુતરનો વણાટ.

રૂ શું છે, ક્યાંથી આવે છે અને શા કામમાં આવે છે, તે તમે શીખી ગયા છો. આપણા દેશના લોક રૂનાં લુગડાં બનાવે છે, તેમાંનાં થોડાંક હું તમારે માટે લાવ્યો છું. એમાં સાડી, સાલ્લા, ચોળીના ખંડ, ધોતીઆં, પાઘડી, ખાદી વગેરે છે. જીંડવાંમાંથી નરમ રૂ નીકળે છે, તેનાં સુતરાઉ કપડાં બને છે. તે લુગડાં પહેરવાના અને ઓઢવાના કામમાં આવે છે. એ શી રીતે બને છે, તે જાણવાની હવે તમારી મરજી હશે એમ મને લાગે છે.

સાંભળો, કપાસ વીણીને સુકવ્યા પછી તેને લોઢવો પડે છે, એટલે તેમાંથી કપાસીઆ કાઢી નાખવા પડે છે. કપાસ ઘણુંકરીને જીનમાં લોઢાય છે. જે જીલ્લામાં કપાસ થતો હોય, તે જીલ્લાના કોઈ શહેર કે ગામડામાં જઈને જોશો, તો ઘણુંખરૂં જીનનો સાંચો તમારી નજરે પડશેજ. આપણા ઉત્તર વિભાગમાં **સુ**રત, **સા**યણ, **ભરૂ**ચ, **પા**લેજ, **અ**મદાવાદ, **વી**રમગામ, **આ**ણંદ, ઉમરેઠ તથા **કા**ઠિઆવાડમાં **મો**રબી, **ધો**ળેરા વગેરે ઠેકાણે જીનો છે.

એ સંચાનાં યંત્રોમાં એક લોઢાની અને બીજી લાકડાની એવી બે લાટો હોય છે. તેની વચ્ચે કપાસ ઘાલે છે, ત્યારે તેમાં રૂ પકડાઈને કપાસીઆ તણાઇને છુટા પડી યંત્રની એક મેર હેઠે પડે છે, અને રૂ બીજી તરફ નીકળી જાય છે.

રૂ દેશાવર ચઢાવવું હોય છે, ત્યારે તેની દાબીને ગાંસડીઓ બાંધે છે, અને તે જ્યાં મોકલવા હોય ત્યાં મોકલે છે. ત્યાં પહોંચ્યા પછી રૂને ફરીથી સાફ કરે છે, ત્યારે તે કાંતવા લાયક બને છે. જે રૂ દેશાવર જતું નથી તેને આં દેશમાંજ સાફ કરે છે. સાફ કરવાની રીત આ પ્રમાણે છે. તેને ઝૂડીને ઢગલા કરે છે, અને પછી પીંજવાને પીંજાણ પર ચઢાવે છે. લાકડાના જાડા કામઠાને દોરી કે તાંત તંગ ખેંચીને બાંધેલી હોય છે, તેને પીંજાણ કહે છે. પિંજારો એક હાથે કામઠું પકડે છે, અને ગોટીલો મારી ઝડપથી તાંતને હલાવે છે.

જેમ તાંત હાલે છે, તેમ રૂ પિંજાઈને પોચું ગાભલા જેવું બને છે, અને ધૂળ, કસ્તર વગેરે રૂમાંથી નીકળી ઢગલા હેઠે ભેગું થાય છે. પછી સાફ થએલું રૂ ઉપાડી લે છે, અને કચરો નીચે પડી રહે છે.



મીલ.

એ સાફ કરેલા રૂનું સુતર કંતાય છે. એ કામ ઘણુંખરૂં સંચાઆ વડે થાય છે. સુતર બનાવ્યા પછી તેનું કાપડ વણે છે. મુંબઈ, અમદાવાદ, ભરૂચ, સુરત, શોલાપુર વગેરે શહેરોમાં મોટા સાંચા હોય છે, તેમાં કાપડ વણાય છે. વળી વણકરો ઘરમાં સાળો પર હાથે કાપડ વણે છે. એવી સાળો આપણા ઇલાકામાં ઘણે ઠેકાણે દીઠામાં આવે છે. ઘણુંકરીને સાડી, ખંડ, ધોતીઆં, ખાદી વગેરે સાળ પર હાથે વણાય છે. ખાદીનું કાપડ બરછટ અને જાડું થાય છે, પણ બીજું કાપડ મજબુત, સુંવાળા અને ટકાઉ સુતરનું બને છે. આ ઇલાકાના મોટાં કેદખાનાંમાં સાળ પર ઉંચી જાતનું સુતરાઉ કાપડ વણાય છે. ઉપર કહેલા જુદી જુદી જાતના સંચા કે યંત્રો કેવા હોય છે અને તે કેવી રીતે ચાલે છે, તેનું વર્ણન વાંચવાથી તમને સમજ પડી શકશે નહિ. સૌથી સારો રસ્તો એ છે કે લાગ મળે,

ત્યારે તમારે એવા સંચા જાતે જઈને જોવા. તમારા શિક્ષક પણ કોઈ વખત તમને કોઈ કારખાને તેડી જશે, અગર કોઈ વણકરને ત્યાં લઈ જશે, અને કાપડ કેમ તૈયાર થાય છે તે બતાવવાની ગોઠવણ કરી શકશે. પણ યાદ રાખજો કે અગત્યના જોવા લાયક સંચા ચાર જાતના છે. તેનાં નામઃ— ૧. લોઢવાનો સંચો, ૨. રૂ સાફ કરવાનો સંચો, ૩. સુતર કાંતવાનો સંચો, ૪. કાપડ વણવાની સાળ.

સંચામાં યંત્રો ઘણાં મોટાં હોય છે. તે લોઢાનાં અને પોલાદનાં બને છે, અને વરાળથી ચાલે છે. જ્યાં લોકો ધનવાન નથી અને આવા સંચા રાખી શકતા નથી, અથવા તેમને સંચા બનાવતાં કે વાપરતાં આવડતું નથી, ત્યાં હાથે ચલાવવાના સંચા વપરાય છે. તે સંચા ઘણુંકરીને લાકડાના અને દોરડાના બનાવે છે.

કસ્તર—ઝીણો કચરો. | ગાભલું—પીંજેલા રૂનો ગોટો.

## પાઠ ૧૭. રેશમ અને રેશમનો વણાટ.

લુગડાં બનાવવામાં રૂ અને ઊન ઘણાં ઉપયોગી છે. તે બે પદાર્થો વિષે તમે થોડું શીખી ગયા છો. તમે જાણો છો કે ઊન પ્રાણીના ડીલ પર અને રૂ છોડવા પર થાય છે. માણસ તે બે ઉપર કેટલુંક કામ કરે છે, ત્યારે તે વાપરવા લાયક બને છે. એ સિવાય ત્રીજો પદાર્થ છે, તે વધારે કીંમતી હોઈ લુગડાં માટે ઘણો ખપનો છે. તેને રેશમ કે હીર કહે છે. રેશમ એક જાતનાં નાનાં જીવડાંમાંથી નીકળે છે. એ જીવડાં પતંગીઉં બનીને ઊડી જનારા કીડાના વર્ગનાં હોય છે, ને એના રૂપમાં અમુક ફેરફારો થાય છે. એ જાતનું જીવડું પ્રથમ કીડા જેવું હોય છે, પછી થોડો વખત સુસ્ત પડી રહે છે, અને અંતે પતંગીઆં જેવું પાંખવાળું જીવડું બને છે. તે શેતુરનાં પાંદડાં ખાઈને જીવે છે. ઊંઘમાં પડતા પહેલાં તેને સહીસલામત રહેવાને અને નિરાંતે ઊંઘવાને એક ઘર બનાવવું પડે છે. જેમ કરોળીઆ શરીરમાંથી તાર કાઢે છે, તેમ રેશમનો કીડો પણ કાઢે છે. પરંતુ તે કરોળીઆની પેઠે જાળું ગૂંથતો

નથી ને શિકાર પકડતો નથી. એ તો પોતાની આસપાસ તાર વિંટાળીને રહેવાનું ઘર કરે છે. તેને કોશેટો કહે છે. જે તારનું ઘર કરે છે, તેનેજ આપણે રેશમ કહીએ છીએ.

કોશેટામાંથી રેશમ કાઢવા માટે ઉપલું પડ જુદું પાડવું પડે છે. તે માટે કોશેટાને ઉના પાણીમાં બોળી રાખે છે. તે પછી અંદરની ગોટી ઉકેલીને તેની કોકડી કે ગુંછળી વાળે છે. આવા રેશમને કાચું રેશમ કહે છે, કેમકે આપણે કાચું રેશમ જોઈએ છીએ તે બહારગામથી આવે છે. રેશમના કીડા મુંબઈ ઇલાકામાં ઉછેરવામાં આવતા નથી. ચીનથી રેશમ આવે છે, તે થાણા, સુરત અને અમદાવાદમાં ખપે છે. ઇરાનથી જે રેશમ આવે છે, તે પુના અને નાશકમાં વપરાય છે. એ સિવાય બીજે કેટલેક ઠેકાણેથી રેશમ આવે છે, તે આપણા ઇલાકાના બીજા ભાગોમાં ખપે છે.

કાચું રેશમ આવ્યા પછી તેને મજબુત અને વણવા લાયક કરવાને જાતજાતનાં ઓજારો વાપરે છે. તે વડે રેશમનો તાર એક પરથી બીજા પર વારા ફરતી વીટે છે અને ઉકેલે છે. રેશમનો વણાટ કેમ થાય છે, તેની બરાબર સમજ આપવાને તમારા શિક્ષક કોઈ વખત તમને તે જોવાને લઈ જશે. તમે પણ કોઈ મોટા શહેરમાં રેશમી લુગડાં બનતાં હોય ત્યાં જઈ ચઢો, કે કોઈ કારીગરને ઘેર જઈ જાતે એ કામ ચાલતું જોજો. સુરત, અમદાવાદ, મુંબઈ વગેરે ઠેકાણે રેશમનો વણાટ ઘણા લોકો કરે છે, ત્યાં તમને તે જોવાની સારી તક મળશે.

રેશમ મજબુત બનાવ્યા પછી તેમાંથી ચિકાશ અને મેલ કાઢી નાખવા માટે તેને ધોઈને સાફ કરવું પડે છે. પછી જો રંગીત રેશમનો ખપ હોય તો તેને રંગે છે. લાલ, કીરમજી કે પીળો રંગ કરવામાં દેશી રંગો વાપરે છે. હાલ બીજા તરેહવાર રંગો કરવામાં વિલાયતી રંગો વપરાય છે. તે સોંઘા છે અને સહેલથી ચઢે છે, પણ દેશી રંગ જેવા તે સારા કે ટકાઉ નથી.

રેશમને રંગ્યા પછી તેનું કાપડ વણે છે. આપણા દેશમાં ઘણુંખરૂં રેશમી કાપડ લાકડાની સાળ પર હાથ વડે વણે છે. ઘણું

યુરોપ ખંડમાં તે વરાળથી ચાલતા લોખંડ કે પોલાદના સંચામાં વણાય છે. એવા ઘણા સંચા વિલાયતમાં ચાલે છે.

રેશમી કાપડમાં કોઈ વાર સુતર અને કોઈ વાર કસબ ઘાલે છે. કસબી રેશમી કાપડ ઘણું સુંદર અને કીંમતી હોય છે. તે તવંગર ને મોટા લોકોની પાઘડી અને બીજો પોશાક બનાવવાના કામમાં વપરાય છે. જે લોકો નાણાં ખરચી લઈ શકે તેમને રેશમી લુગડાંથી ઘણો ફાયદો થાય છે. તે હલકાં, નરમ ને રૂપાળાં હોઈ ગરમ, સુંવાળાં અને ટકાઉ હોય છે.

---

| | |
|---|---|
| કોશેટો—રેશમના કીડાએ તાંતણા વડે ખારેક જેવું બનાવેલું ઘર. | ઇરાન—હિંદુસ્તાનથી વાયવ્ય કોણમાં એક દેશ છે. |

---

## પાઠ. ૯૮. ખાંડ અને ગોળ.



ખાંડ શેરડીની બને છે. શેરડીને કોલુમાં પીલી તેનો રસ કાઢે છે, અને તે રસને લોઢાના તાવડામાં નાખી ઉકાળે છે. તે ઉકળે છે ત્યારે તે પર મેલની છારી વળે છે, તે બરાબર

સંભાળથી કાઢી નાખવી જોઈએ. કોઈ કોઈ ઠેકાણે બધો મેલ તરી આવવાને રસમાં રાખ નાખવાનો રિવાજ છે.

ગોળ બનાવવો હોય છે, ત્યારે ઉકળતા રસમાંથી થોડો આંગળી પર લઈ તેની ગોળી વાળી જુએ છે. એવી ગોળી વળે ત્યાં સુધી રસને ઉકાળે છે. પણ ખાંડ કરવી હોય છે, ત્યારે તેને ઓછો ઘાડો રાખીને દેવતા પરથી તાવડો હેઠે ઉતારે છે. પછી તે રસને લાકડાની ઘોડી પર મૂકેલા માટીના વાસણમાં રેડીને તેની નીચે કાણું પાડે છે. એ કાણામાંથી રસ ટપકીને ઘોડી નીચે માટીનું વાસણ મૂકેલું હોય છે તેમાં પડે છે. માટીના વાસણનું મોં લીલ વડે બંધ કરી તેના પર ઝડપથી પાણીની છાલકો મારે છે, અને ઉપર ઢાંકણું ઢાંકે છે.

ચોથે દહાડે લીલ કાઢી લઈ તેના પર એક બે તસુ જાડો ખાંડનો થર બાઝેલો હોય છે તે ઉઝરડી લે છે. તે માટલા પર ફરીને તાજી લીલ મૂકે છે. વળી ચોથે દહાડે ખાંડ ઉઝરડી લઈ તે પર નવી લીલ મૂકે છે. આ પ્રમાણે દશેક વખત ફરી ફરીને કરે છે, એટલે રસ ટપક્યાં કરી બધા ગોળની ખાંડ બની જાય છે. પહેલાં તો થોડી ખાંડ બને છે, પરંતુ પછીથી વધારે વધારે બનતી જાય છે. બધી ખાંડ લઈ તેને તડકે સુકવે છે પછી તેને કચરીને ભાંગી નાખે છે, એટલે તે વેચવા લાયક થાય છે. વસાઈ તાલુકામાં આવી રીતે ખાંડ તૈયાર કરે છે.

દક્ષિણમાં કોલ્હાપુર જીલ્લામાં ખાંડ કંઈક જુદી રીતે બનાવે છે. ત્યાં ઉકળતા રસને વધારે ઘાડો થવા દે છે, અને પછી તેને તાવડામાંથી માટલાંમાં રેડે છે, તેમાં તે બંધાઈ જાય છે. પછી આઠ દશ દહાડે માટલામાંથી ઢેફાં કાઢીને પાણીમાં ઓગાળે છે. પછી તે પાણી ઉકાળીને તેની ચાસણી કરે છે. તે બહુ જાડી થાય છે, ત્યારે લાકડાની ઘોડી પર મૂકેલી વાંસના ટોપલીઓમાં કાઢી લે છે. પછી તેની સપાટી પર લીલ પાથરે છે. ઘોડી નીચે વાસણો હોય છે, તેમાં ટોપલીઓમાંથી રસી ટપકીને ભેગી થાય છે. એ સિવાય એ રીત ઉપરની રીતના જેવીજ છે. વસાઈ અને કોલ્હાપુરની ખાંડ

ધોઈને ચોક્ખી કરેલી હોતી નથી, તેથી તેને રાતી ખાંડ કહે છે. ગોળ રોટલી સાથે ખવાય છે, અને શાકભાજીમાં પણ નંખાય છે. એનો દારૂ પણ બને છે. થોડાં વરસથી ઉજળી ખાંડની આયાત પરદેશથી થવા માંડી છે. તેનો ભાવ રાતી ખાંડના જેટલોજ અથવા કોઈ વખત ઓછો પણ હોય છે. એ કારણથી આપણા દેશમાં ખાંડ બનાવવાનાં કારખાનાં ઓછાં થઈ જવા માંડ્યાં છે.

પરદેશથી ખાંડ આવે છે તે ઉજળી હોવાનું કારણ એ છે, કે ત્યાં રાતી ખાંડને ઉના પાણીમાં ઓગાળી તેમાં ચુનો મેળવે છે. પછી તે રસ ચોવડા કપડામાંથી ગાળી કાઢે છે, અને તેને હાડકાંને બાળીને કરેલા કોલસામાં થઈને વહેવા દે છે. તેમાંથી ચોકખો રસ નીચે ટપકે છે. તે રસને તાવડામાં નાખી ઉકાળે છે. એ તાવડા એવા હોય છે, કે થોડો તાપ લાગેથી તેમાંનો રસ ઉકળી શકે છે. રસ ઘાડો થાય છે, ત્યારે તેને મોટા નળાઓમાં રેડે છે. પછી તે ટાઢો પડે છે, ત્યારે રસી નીચે નીકળી જાય છે, અને નળામાં ઉજળી ખાંડ રહે છે. યુરોપના કેટલાક દેશોમાં બીટ નામે ગાજર જેવી વનસ્પતિ થાય છે, તેમાંથી ખાંડ બનાવે છે. અમેરિકામાં અમુક જાતના ઝાડના રસમાંથી ખાંડ નીકળે છે, એ ઝાડ ૬૦–૭૦ ફૂટ ઉંચું થાય છે. એને છેદે ત્યારે અંદરથી રસ ઝરે છે, તેની ખાંડ બને છે. મકાઈના કુમળા સાંઠામાંથી તેમજ જંગલી ખજુરાં, એક જાતનો તાડ, નાળિએરી વગેરેના રસમાંથી પણ ખાંડ બનાવવામાં આવે છે.

---

આયાત—બહાર ગામથી માલનું આવવું.
ઉઝરડી—ફોતરાં.
ચાસણી કરવી—ખાંડને પાણીમાં નાખી ઉકાળીને માંહેથી તાર નીકળે તેવી પટ કરવી.
છારી—પોપડી.

